# રક્ષાબંધન



સરસ્વતી બુક ડેપો, સુરત

# મારો અભિપ્રાય

કાકાસાહેબે 'ગંગા-જમન' 'પરિચય'ની પરીક્ષામાં રાખેલું છે એ જોઈને મને બહુ આનંદ થયો. શુદ્ધ નાટકની દૃષ્ટિએ કદાચ એની કિંમત બહુ નહિ હોય, પણ હિંદુ મુસલમાન ઐક્યની દૃષ્ટિએ મારી નજરે એની કિંમત ઘણી છે.

એમાં ઐતિહાસિક સત્ય કેટલું છે એની પણ મને ખબર નથી, પણ લેખન-શૈલી અને હિંદુ-મુસલમાન પાત્રોને મુખે ઇસ્લામ અને હિંદુ ધર્મ વિષે કઢાવેલા ઉદ્ગારો અને હિંદુ-મુસલમાનના હાર્દિક સંબંધનું આલેખેલું રૂડું ચિત્ર મને બહુ સારું લાગેલું.

કિશોરોને માટે એ પુસ્તકને હું બહુ લાભદાયી માનું છું, કારણ કે આજ આપણી એક વિકટ સમસ્યા ઉપર તેમનાં મનની ઉપર એક શુદ્ધ સંસ્કાર પાડે છે. એ રીતે એ પુસ્તકથી હું માનું છું કે, સારી દેશસેવા થઈ છે.

સેવાગ્રામ,
તા. ૨૮-૧-'૪૨

મહાદેવ દેસાઈ

# રક્ષાબંધન

હરિકૃષ્ણ 'પ્રેમી' લિખિત

અનુવાદક

ચન્દ્રકાન્ત ફૂલચંદ શાહ

સરસ્વતી બૂક ડિપો
સુરત

પ્રકાશક :
ખંડુભાઈ ડાહ્યાભાઈ દેસાઇ
સરસ્વતી બૂક ડિપો,
અલાયાની વાડી, સુરત

મુદ્રક :
મણિલાલ કલ્યાણદાસ પટેલ
ધી સૂર્યપ્રકાશ પ્રિન્ટિંગ પ્રેસ
પાંચકુવા દરવાજા બહાર, અમદાવાદ



પ્રથમ આવૃત્તિ, પ્રત ૧૨૫૦

એક રૂપિયો ફેબ્રુઆરી, ૧૯૪૨

# શા માટે ?

કાશી વિદ્યાપીઠમાં ભારતીય ઇતિહાસનું અધ્યયન કરવાનો સારો મોકો મળ્યો. એ અધ્યયન કરતાં કરતાં મેવાડ ઉપર ગુજરાતના બાદશાહ બહાદુરશાહની ચડાઈ, આફત, મહારાણી કર્મવતીની હુમાયૂંને રાખડી મોકલવાની યુક્તિ, હુમાયૂંની સહાય—આ બધા બનાવોએ ખૂબ ધ્યાન ખેંચ્યું. એ પ્રશ્નો ઊંડાણથી ચર્ચાયા અને વિચારાયા. એમાં માનવતાના દર્શન થયાં. ભારતીય ઇતિહાસના અનેક ગૌરવવંતા બનાવોમાં એ બનાવ અત્યંત ઝળકતો છે એમ લાગ્યું.

એ અરસામાં જ કોમી હુલ્લડોએ દેશમાં ભારે આતંક ફેલાવ્યો હતો. ભારતના ઈતિહાસમાંથી હિંદુ-મુસ્લિમ સંબંધોમાં માનવતાનાં દર્શન કરવાના જે થોડા ઘણા કિસ્સા મળે છે એમાં આ કિસ્સો સૌથી વધુ અસરકારક છે.

એ એક નાની ઐતિહાસિક ઘટના સંપૂર્ણપણે આધુનિક સ્વરૂપમાં આપણા રાષ્ટ્રના અનેક સળગતા પ્રશ્નો ઉપર પ્રકાશ નાખે એ રીતે નાટકના સ્વરૂપમાં રજૂ થયેલી જોઈ ત્યારે સ્વભાવિક રીતે મન એ તરફ આકર્ષાયું.

એમાં તાત્ત્વિક સ્વરૂપે ચર્ચાયેલા અનેક પ્રશ્નો આજે પણ આપણા રાષ્ટ્રીય પ્રશ્નોમાં માર્ગદર્શન આપે તેવા છે એમ સ્પષ્ટપણે દેખાયું. અને તેથી જ એને ગુજરાતીમાં ઉતારવાની ઇચ્છા થઈ. સમય મળ્યો અને કામ થઈ શક્યું.

એને છાપવાની શરૂઆત તો 'નવરચના' ના સંચાલકોએ કરી. એમાં એ પૂરું થાય તે પહેલાં જ પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાનું ગોઠવાયું. અને 'નવરચના' ના સંચાલકોએ માસિકમાં એ પૂરું થાય એ પહેલાં પુસ્તકાકારે છાપવાની સંમતિ આપી એ બદલ એમનો ખૂબ આભારી છું.

આ પુસ્તક માટે શ્રી. કાકાસાહેબ તરફથી ભારે શ્રમ લઈને લખાયલી પ્રસ્તાવના તથા શ્રી. મહાદેવભાઈ તરફથી ઉત્સાહપ્રેરક અભિપ્રાય મળ્યાં છે તેથી મારા આ નાના પ્રયત્નનું બહુમાન થયું છે એવો ભાવ અનુભવું છું અને એ બન્ને પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરું છું.

આ પુસ્તક હસ્તલિખિતપ્રતમાંથી આ સ્વરૂપમાં આવ્યું તેમાં મારો કશો જ પુરુષાર્થ નથી એમ કહું તો ખોટું નથી. એનો બધો જ યશ શ્રી. જેઠાલાલ ગાંધીને છે.

નડિયાદ, તા. ૭–૧૦–’૪૨

**ચન્દ્રકાન્ત શાહ**

## ક્રમ

# रजपूतकाळनो साक्षात्कार

હું સાહિત્યક નથી એમ કહેતાં કહેતાં જેમ અનેક ચોપડીઓ લખી ગયો, તેમ જ કવિતા મારું ક્ષેત્ર નથી એમ ઘસીને કહેવા છતાં કેટલાક કાવ્યગ્રંથોની મારે પ્રસ્તાવનાઓ લખવી પડી. નાટકોમાંથી તો ખાસ બચી જવું હતું, પણ પ્રારંભમાં 'અચલાયતન'ના અનુવાદ ઉપર લખીને મેં એ સંકલ્પ ઢીલો કર્યો હતો. આજે હિન્દીનું એક લોકપ્રિય નાટક 'रक्षा-बंधन' ગુજરાતી પહેરવેશમાં જનતા આગળ મુકાય છે, તે વખતે મારે એનો પ્રવેશક લખવો પડે છે. આવે બહાને મારાથી થોડુંક પણ સારું સાહિત્ય અવારનવાર વંચાય છે એટલે એ પરિસ્થિતિનો હું કૃતજ્ઞ જ છું.

શ્રી. હરિકૃષ્ણ 'પ્રેમી'નું 'રક્ષા-બંધન' હિન્દી સાહિત્યમાં કયું સ્થાન ભોગવે છે એ હું કહું તે કરતાં હિન્દી સાહિત્યનો ઇતિહાસ લખનાર આચાર્ય રામચંદ્ર શુકલના શબ્દો જ અહીં ટાંકું તો વધારે યોગ્ય થશે. કહેવાય છે કે હિન્દીમાં નાટ્યસાહિત્ય જૂજ છે અને એમાંય ઉત્તમ કોટીની તરીકે સ્વીકારી શકાય એવી કૃતિઓ આંગળીના વેઢા ઉપર જ ગણાય. તેમાં સ્વ. જયશંકર પ્રસાદજી અને શ્રી. હરિકૃષ્ણ પ્રેમીજી એ બેની કૃતિઓ જ વિશેષ વખણાય છે.

પ્રસ્તુત નાટક 'રક્ષા-બંધન' પ્રેમીજીની ઉત્કૃષ્ટ અને સફળ કૃતિ મનાઈ છે. પ્રેમીજીએ હિન્દુ-મુસ્લિમ-ઐક્યનો પ્રશ્ન લઈને ૭ સાત નાટકો લખ્યાં છે, તેમાં 'રક્ષા-બંધન'ને પ્રથમ સ્થાન અપાય છે. આચાર્ય શુકલ લખે છે: "प्रेमी'जी के 'रक्षा-बंधन' में मेवाड की महारानी कर्मवती का हुमायूँ को भाई कहकर राखी भेजना और हुमायूँ का गुजरात के मुसलमान बादशाह बहादुरशाह के विरुद्ध अेक हिंदू-राज्य की रक्षा के लिये पहुँचना, यह कथा-वस्तु ही हिंदू-मुसलिम भेदभाव की शांति सूचित करती है। उसके ऊपर कट्टर सरदारों और मुल्लों की बात

का विरोध करता हुआ हुमायूँ जिस उदार भाव की सुंदर व्यंजना करता है वह वर्त्तमान हिंदू-मुसलिम दुर्भाव की शांति का मार्ग दिखाता जान पडता है।" ( हिंदी साहित्य का इतिहास—पृ. ६६५. )

નાટક કેવું છે, એનું કલાવિધાન કઈ કોટીનું છે, ઐતિહાસિક નાટકોનું તંત્ર એમાં સચવાયું છે કે નહીં, ઇત્યાદિ વાતો ગુજરાતી વાચકો આ ભાષાન્તર ઉપરથી પોતાની મેળે નક્કી કરી શકે એમ છે. એટલે, અને મારું એ ક્ષેત્ર પણ નથી એ કારણે, અહીં એ વિષય હું છેડતો નથી.

આ પ્રવેશક લખવાનો વિચાર કરતો હતો ત્યાં નાગરી પ્રચારિણી સભાની ત્રૈમાસિક પત્રિકામાં 'રક્ષા-બંધન' ઉપર એક સમીક્ષા આવી છે, એ જોઈ. નાટકનાં યોગ્ય અને પૂરતાં વખાણ કર્યાં પછી સમીક્ષક લખે છે: 'परंतु इस सफल नाटकमें एक बात खटकती है वह यह है कि लेखकने हिन्दु-मुस्लिम अैक्य की भावना को आवश्यक्तासे अधिक महत्त्व दिया है, जो एक तो इतिहास-संमत नहीं, दूसरे रस-दृष्टि से भी नाटक को दोषयुक्त बनाती है।'

હું આ ટીકા સાથે સહમત નથી.

ઐતિહાસિક નાટકો અને નવલકથાઓ ઇતિહાસની ઘટનાઓને વફાદાર રહેવાં જ જોઈએ એ આગ્રહ જ ભૂલભરેલો છે. સાચેસાચો ઇતિહાસ છંદોમાં લખવાથી એ ઐતિહાસિક કાવ્ય બનતું નથી અને ઐતિહાસિક ખરી ઘટનાઓ સંવાદના રૂપમાં મૂકવાથી ઐતિહાસિક નાટકો તૈયાર થતાં નથી. કાવ્ય અને નાટક મૂળે કલ્પનાના વિષય હોય છે. જેમ કવિઓ કોઈ પૌરાણિક પ્રસંગ લઈને કવિતા લખતાં, લોકોને એ આખ્યાનો પરિચિત છે એ બીનાનો લાભ લઈ, થોડા શબ્દોમાં વધુ ભાવ વ્યક્ત કરી શકે છે અને ઘણીખરી બીનાઓ અધ્યાહૃત રાખવાની સગવડ મેળવે છે, એવી જ રીતે ઐતિહાસિક કાવ્ય કે નાટકોમાં ઐતિહાસિક વ્યક્તિઓ વિષે લોકો જે જાણે છે અથવા

માને છે, તેનો સહેજે મળતો પાયો વાપરીને એના ઉપર કવિ પોતાની પ્રતિભાનું ચણતર ચણે છે. આવે ઠેકાણે કવિ ઇતિહાસને વફાદાર નથી રહેતો પણ લોકોના ઇતિહાસ. પરિચયનો લાભ લઈ ઇતિહાસ પાસેથી સેવા લે છે. સામર્થ્યને અભાવે કળાકાર જો ઐતિહાસિક વાતાવરણ જાળવી ન શકે તો એટલે દરજ્જે એની કળાની ખામી. જો કે ત્યાં પણ અમુક છૂટ તો લેખક લે જ છે. શેક્સપિયરનાં જહાજો સ્વિટ્ઝરલૅન્ડને કિનારે પહોંચે, ગાંધીજીની ગંગા માનસ-સરોવરમાંથી નીકળે, અથવા પ્રેમાજીનો મધ્યકાલીન મૌજી સૂર્યના પૃથ્વી પ્રત્યેના આકર્ષણ વિષેની વાતો કરે, તો આ બધી વિગતો વસ્તુ-સ્થિતિને કે પરિસ્થિતિને વિરોધી હોવા છતાં, વાતાવરણને બગાડતી નથી, તેથી દરગુજર કરવામાં આવે છે.

નાટ્યકાર ભૂતકાળને કેવળ ચીતરવા નથી માગતો, પણ વર્ત-માનકાળને ઉપયોગી થાય અને એની આકાંક્ષાઓ પૂરી પાડે એવી નાટ્યકૃતિ નિર્માણ કરવા માગે છે, અને તેમ કરતાં ઐતિહાસિક ઘટનાઓમાંથી લાભ ઉઠાવે છે એટલું જ.

* * *

કેટલાક લોકોને થાય છે કે આ નાટકમાં હુમાયૂંનું પાત્ર અતિ-રંજિત થયું છે, કેમકે મુસલમાન બાદશાહો આવા ધ્યેયવાદી અને તરંગી હતા જ નહીં. તેઓ તેવા હતા કે નહીં એ સવાલ અહીં અપ્રસ્તુત છે. મુસલમાન બાદશાહો વિષે આવો આદર્શ આપણે ઉપજાવીએ કે નહીં એટલો જ સવાલ આપણી આગળ મુખ્ય છે. આવો આદર્શ મુસલમાન કોમના સ્વભાવને ગમે એવો છે કે નહીં એ પણ આપણે અવશ્ય તપાસી શકીએ છીએ.

કેવળ એક રાખડીનું માન રાખવા ખાતર પોતાનાં જાન અને સલ્તનત જોખમમાં નાખવા હુમાયૂં તૈયાર થયો એ વસ્તુ જો સાચી દુનિયામાં બંધબેસતી નથી, તો પોતાના પેઢીગત શત્રુના ભાઈને,

એનો પક્ષ સાચો છે કે નહીં એનો કશો વિચાર કર્યા વિના, અપનાવવો અને એને બચાવવા સારુ બેત્રણ પેઢીઓથી ક્ષીણ થયેલું પોતાનું રાજ્ય જોખમમાં નાખવું અને પોતાની આખી કોમનો સત્યાનાશ કરવા તૈયાર થવું એ પણ, રજપૂતોને માટે પણ, બંધબેસતું નથી એમ જ કહેવું પડશે.

અને છતાં હુમાયૂંનું પગલું નાટચકારે બતાવ્યું છે તેમ કેવળ આંધળી આર્યતા કે ઇન્સાનિયતથી જ પ્રેરાઈને ભરવામાં આવ્યું હતું એમ બતાવવાનું કારણ નથી. હું જો 'રક્ષા-બંધન' લખવા બેસત તો હુમાયૂંના નિશ્ચયને ફેરવવાના પ્રયત્નમાં હારેલા એના બન્ને સરદારોને હુમાયૂંની બેગમ પાસે લઈ જાત અને એને મોઢે એ સરદારોને હુમાયૂંના પગલાની વ્યવહારિકતા સ્પષ્ટ કરાવત.

હુમાયૂંની બેગમ તાતારખાં અને હિન્દુબેગને કહેત કે: "બાદશાહનો સ્વભાવ નાનપણથી જ ભાવનાશીલ છે, બાબર પાસેથી જ એને એ વારસો મળેલો છે, પણ તેટલા માટે બાદશાહનું પગલું આત્મઘાતી છે એમ સિદ્ધ નથી થતું. તમે જ જુઓને. શેરખાંની ફોજ તાકાત કેટલી છે એ મહત્ત્વનો સવાલ નથી. એને તો પહોંચી વળાય. પણ આપણે મુગલ લોકો આ દેશમાં નવાસવા આવ્યા છીએ. જ્યારે પઠાણોના આઠ-નવ વંશ આ દેશમાં રાજ્ય કરી ચૂકયા છે. પાંચસો વરસના ઇતિહાસનાં મૂળિયાંનો આ શેરખાં પ્રતિનિધિ છે, એ જડમૂળને કારણે જ શેરખાં આટલો જબરદસ્ત છે. એની સામે જો એટલી જ મજબૂત શક્તિ કેળવવી હોય તો મૂળે જેમનો આ દેશ છે તે હિન્દુઓનાં હૃદયો જીતવાં જોઈએ. કર્મવતીના કહેણને માન આપી જો બાદશાહ અત્યારે રજપૂતોની વહારે ધાય તો બહાદુર અને કૃતજ્ઞ રજપૂત કોમ આખી ને આખી એની થશે અને પછી મુગલ તખ્ત એટલું તો મજબૂત થશે કે દસ શેરખાં એની સામે થશે તોય હુમાયૂંનો વાળ સરખો વાંકો નહિ થાય. આવી તક વ્યક્તિના તો શું પણ આખા વંશના કે સામ્રાજ્યના આયુષ્યમાં બીજી વાર મળવાની નથી. મહાન પ્રસંગે જે લોકોત્તર

દીર્ઘદર્શિતા અને હિંમત બતાવી શકે અને પોતાનું સર્વસ્વ હોડમાં મૂકવા તૈયાર થાય તેના જ ભાગ્યમાં ચક્રવર્તી કે શહેનશાહ થવાનું હોય છે. તમારા જેવા સાચા સેવકના પાકટ ડહાપણ કરતાં પણ બાદ-શાહની અંતઃપ્રેરણા આવા પ્રસંગે વધારે સાચી અને હિતકર હોય છે, માટે તમે એને જ અનુસરો એ યોગ્ય છે."

* * *

હુમાયૂંનું પાત્ર અતિરંજિત છે એવી ટીકા કરનાર લોકો, મેવાડનો રાજા, એની રાજમાતાઓ અને એના સરદારો પેલા ચાંદખાંને આશ્રય અપાય કે નહિ એનો વિચાર જ કરતા નથી, એ વસ્તુ વિષે બિલકુલ આશ્ચર્ય વ્યક્ત નથી કરતા. મેવાડનું રાજ્ય આંતરિક તેમ જ બાહ્ય પ્રતિકૂળતાને લીધે ઢીલું થઈ ગયું છે, લડવાની એની પાસે તાકાત નથી, એ જાણવા છતાં, ચાંદખાંને કાઢી મૂકવાની વાત જ કોઈ કરતું નથી. ચાંદખાંનો જાન જોખમમાં છે અને એ શરણ માગે છે એ ઉપરાંત એના પક્ષમાં કહેવા જેવું કશું જ નથી. એનો સત્પક્ષ છે અથવા એ કોઈ દેશહિતનું કાર્ય કરવા જતાં બહાદુરશાહના ક્રોધનો ભોગ થઈ પડયો છે, એવું પણ ક્યાંય બતાવ્યું નથી.

બહાદુરશાહને વેર વાળવું છે, જૂના અપમાનનો બદલો લેવો છે, એ મેવાડ સાથે ઝઘડો શોધી રહ્યો છે, એવી સ્થિતિ હતી. બહાદુરશાહ પોતાના ભાઈ ચાંદખાં સાથે સંતલસ કરીને ઉપરથી શત્રુતા બતાવીને એને મેવાડના દરબારમાં મોકલી શકત અને શરણાગતને રક્ષણ આપ-વાના રજપૂતોના સ્વભાવને વટાવી શકત. પણ મેવાડના રાજપુરુષોએ એવી શંકા સરખી મનમાં આણી નથી!!

પૌરાણિક હરિશ્ચન્દ્ર પોતાની પ્રજાને પૂછ્યા વગર પોતાનું રાજ્ય વિશ્વામિત્રને અર્પણ કરે છે એમાં વચનનિષ્ઠા ગમે તેટલી હોય, પણ પ્રજાનિષ્ઠાનો તો લોપ જ દેખાય છે. એવી જ રીતે જે કોઈ શરણ આવ્યો એને આશ્રય આપવામાં રજપૂતોનો ક્ષાત્રધર્મ સચવાતો હોય

પણ રાજધર્મ સચવાય છે કે કેમ એ એક સવાલ જ છે. પણ નાટક તો રજપૂતકાળનો ચિતાર આપવા માટે લખાયું છે, શુદ્ધ રાજ-ધર્મના નિર્ણય માટે લખાયું નથી, એ આપણે ભૂલી ન જઈએ.

એક ઐતિહાસિક બીના લેખકે સરસ રીતે સ્પષ્ટ કરી છે. પઠાણ અને મુગલકાળના મુસલમાન રાજ્યકર્તાઓ ધર્મના પ્રચાર માટે લડતા ન હતા. એમને તો રાજ્ય મેળવવું અને વિસ્તારવું, એની જ પડી હતી. વચમાં જ્યારે ધર્મની લાગણી ઉશ્કેરીને લાભ મેળવી શકાતો હશે ત્યારે તેમ કરતાં તેઓ ચૂકતા નહિ હોય, પણ તે વસ્તુ ગૌણ છે.

હિન્દુઓ પણ હિન્દુઓનો જ પક્ષ તાણતા એમ નથી. દર પ્રસંગે જેમ ઠીક લાગે તેમ તેઓ સંધિ અને વિગ્રહ કરતા હતા. તે વખતની આખી પરિસ્થિતિ સ્વાર્થ, ઈર્ષ્યા, મત્સર, ઝનૂન અને એવા જ અનેક મનોવિકારોનો મોટો ખીચડો હતો. અને તેથી જૂના ઇતિહાસમાંથી હિન્દુસંગઠન કે તંઝિમ-તબલિઘનો સંદેશો તારવી કાઢવો ઠીક નથી, એ નાટચકારે સરસ રીતે સૂચવ્યું છે.

* * *

દરેક નાટકમાં વિનોદનો અંશ હોવો જ જોઈએ. તે માટે રાજાના દરબારમાં રાજાનો કોઈ ગોઠિયો વિદૂષકનું કામ કરે છે. મૂળે વિદૂષકનું કામ ફક્ત હસાવવાનું જ નહિ હોય પણ પોતાની બેજવાબદાર સ્થિતિનો લાભ લઈ, દરેક પ્રસંગમાંના હાસ્યાસ્પદ તત્ત્વ તરફ ધ્યાન ખેંચવું અને દરબારી વાતાવરણમાં જ્યાં સત્ય દબાઈ જતું હોય ત્યાં એનો રસ્તો મોકળો કરવો એ હતું એમ લાગે છે. વિદૂષક રાજાની ઓથે સુરક્ષિત હતો, અને તેથી એ રાજાની તેમ જ બીજા સરદારો વગેરે બધાની સહેજે ફજેતી કરી શકતો હતો. વિ–દૂષક, વિશેષ રીતે દૂષક, એ નામ જ બતાવે છે કે સુરક્ષિતપણે કોઈની ફજેતી કરવી એ જ એનું કામ છે.

જ્યાં રાજાનો ગોઠિયો ન હોય ત્યાં પરિસ્થિતિ બરાબર જાણ-

નાર અને ભવિષ્યની પણ કાંઈક ઝાંખી મેળવવાની શક્તિ ધરાવનાર કોઈ આધ્યાત્મિક વ્યક્તિ પાગલને વેષે નાટકોમાં ઉમેરી શકાય છે. એની વાત કોઈ ગંભીરતાથી લેતું નથી, વિનોદ તરીકે ઉડાવી દે છે, છતાં દરેકના હૈયામાં એનાં એ વેણ ખૂંચે તો છે જ. એવી વ્યક્તિનો વિનોદ, વિનોદ પણ હોય છે, વાગબાણ પણ હોય છે, અને અમુક અંશે આગાહી પણ હોય છે.

કોક કોક વાર નાટકોમાં દારૂના પીઠાનો કે એવો જ કોઈ હળવો અને હલકો પ્રસંગ ગોઠવીને એમાં વિનોદ ભરાય છે. એ વિનોદ ઉચ્ચ કોટીનો ક્યાંથી જ હોય ?

સંસ્કૃતમાં નર્મવચનો અને સુભાષિતો તો ગમે તેટલી ઉચ્ચ કોટીનાં મળે છે પણ હાસ્યરસનાં ઉદાહરણો મોટે ભાગે હલકાં જ હોય છે. ઉચ્ચ હાસ્ય આપણે ત્યાં હમણાં હમણાં ખીલવા માંડ્યું છે.

'રક્ષાબંધન'માં વિદૂષક જેવું વધારેપડતું પાત્ર ન મૂકતાં ધનદાસ અને એનો દીકરો મૌજીરામ—એ બે મારફતે નાટકમાં વિનોદ આણવાનો પ્રયત્ન કર્યો છે. મોટા પેટની રાજનીતિ વિષેનો વિનોદ ઠીક છે. હિન્દુસ્તાનના ઇતિહાસમાં અમુક વૈશ્ય લોકોનું સ્વાર્થીપણું અને દેશદ્રોહ જાણીતાં છે. એ જમાનો જ એવો હતો કે સ્વાર્થને કારણે કોઈ રાષ્ટ્રદ્રોહ કરે તો સમાજમાં એ નિંદાને પાત્ર થતો નહિ—જેમ ઝેર પાનાર ઘરાકને જેણે ઝેર વેચ્યું હોય તે દુકાનદાર દોષી ગણાતો નહિ.

પણ આ નાટકમાં મૌજીરામ જે ઢબે પિતાની મશ્કરી કરે છે એ સારી લાગતી નથી. કંજૂસ પિતાનો દીકરો ઉડાઉ જ હોય છે એ ન્યાય લેખકે પિતાપુત્રના નામ દ્વારા જ વ્યક્ત કર્યો છે. દીકરાના મનમાં પિતા વિષે આદર ન હોય એ બરાબર છે, પણ દીકરો પિતાની આટલી હદ સુધી મશ્કરી કરે એ આપણા સમાજના કોઈ પણ વિભાગમાં છાજતું નથી. એના બદલામાં જો ધનદાસને નિપુત્રિક બનાવ્યો હોત અને મૌજીરામને એનો વારસ નાનો ભાઈ કે દત્તક પુત્ર

બનાવ્યો હોત તો કંઈક શોભત.

મારો અભિપ્રાય છે કે વિનોદ અમુક જ પ્રવેશમાં અથવા અમુક વ્યક્તિને મોઢે જ વ્યકત કરીને બાકીનું નાટક ભારેખમ કરવા કરતાં, ઉચ્ચ વિનોદ આખા નાટકમાં ઠેકઠેકાણે અનેક રીતે વેર્યો હોય તો તે વધારે સારું છે.

*                                        *

આખા નાટકમાં દયાપાત્ર વ્યક્તિ તો રાજા વિક્રમાદિત્ય જ છે. એની નબળાઈમાં કોઈ પણ ઠેકાણે આરોહ-અવરોહ દેખાતો નથી. નર્તકીનું ગાયન એને સાંભળવું છે, દક્ષિણની હવામાં એને રાચવું છે, માતા ધમકાવે એટલે ડાહ્યા થતાં અને પોતાનો મુગટ ઉતારી આપતાં એને વાર લાગતી નથી. બહાદુરશાહના દૂતને એ તેજસ્વી જવાબ આપે છે એ ખરું, પણ એ તો રજપૂતોનો જાતિધર્મ છે—મેવાડની વંશપરંપરાગત ટેક છે. વિક્રમનો જ જો એ વિક્રમ હોત તો યુદ્ધ વખતે એ ભાગી ન જાત અને આત્મનિંદાનાં આંસુ ન સારત. ક્યાં પેલો શ્યામાનો વીર પુત્ર વિજય અને ક્યાં પોતાની જ દયા ખાનારો આ વિક્રમાદિત્ય !

અને અંતે, જ્યારે હુમાયૂ એને મેવાડની સ્મશાનગાદી ઉપર બેસાડે છે, ત્યારે પણ એના મોઢામાંથી ઉપકારનાં અધૂંપધૂં વચનો ઉપરાંત કશું નીકળતું નથી. છેલ્લી ઘડીએ પણ જો એ કહેત — ફક્ત ચાર જ શબ્દ કહેત કે, — ‘ રાખીની લાજ રાખવા અને મેવાડની ગાદી ટકાવવા તમને આટલી કિંમત આપવી પડી, તો હે બાદશાહ, જ્યારે શેરશાહ સામે હવે તમે લડવા જશો ત્યારે મેવાડની જે કાંઈ થોડી પણ શક્તિ બચી હશે તે લઈને તમારી મદદે આવીશ,’ તોપણ અંતે, એનું વ્યક્તિત્વ દીપી નીકળત. પણ આખો જન્મારો જે સાધ્યું નહીં તે છેલ્લી ઘડીએ સાધ્યું હોય એવું ક્વચિત જ બને છે—વિલાસિતાનો અંત વિફલતામાં જ થવાનો.

*                    *                    *

જેમ વિક્રમાદિત્ય દયાપાત્ર પાત્ર છે, તેમ ચાંદખાં પણ નર્યો તિરસ્કાર જ ઉત્પન્ન કરે છે. રક્ષણને અર્થે એ મેવાડને શરણ ગયો એ તો ઠીક છે, પણ ત્યારપછી કર્મવતી, જવાહરબાઈ અને તમામ ક્ષત્રિયાણીઓ જૌહર કરી પ્રાણ અર્પણ કરે છે, છતાં એને કશું કરવાનું સૂઝતું નથી. ઉલટું કોઈની જડ થાપણ સચવાતી હોય તેમ ચાંદખાં જ્યાં મોકલાય ત્યાં પહોંચી જાય છે અને પોતાનું માથું બચાવે છે. આવો પામર સ્વભાવ નાટકમાં પણ અસહ્ય થઈ જાય છે. સારું થયું કે નાટ્યકારે એને ફરી રંગભૂમિ પર આણ્યો જ નથી. નહિ તો એ પામરને જોતાં પણ પ્રેક્ષકોની લાગણી ઉશ્કેરાઈ જવાની.

* * *

નાટકમાં એક પોર્ટુગિઝ પાત્ર આણ્યું છે. ઇતિહાસની દૃષ્ટિએ આ કથાનકમાં એનું આટલું સૂચન બસ છે. તલવાર અને ત્રાજવાં બન્ને હાથમાં લેનાર લોકોથી ચેતવું જોઈએ એ મુલ્લુખાંનું વચન ધ્યાન ખેંચે એવું છે.

નાટકમ પાશ્ચાત્ય લોકો માટે યુરોપિયન શબ્દ વાપર્યો છે એ ઠીક નથી લાગતું. મધ્યકાળના આપણા લોકો એમને 'ટોપીવાળા', 'ફિરંગી', 'ગોરા', 'તામ્રમુખ' અથવા 'જળચર' એવાં એવાં નામથી સંબોધતા હતા. એમાંથી જ એકાદ નામ પસંદ કરવું જોઈતું હતું.

* * *

આ નાટકમાં એક તરફ શાહશેખ ઔલિયા અને બીજી તરફ પેલી ચારણી એ બે મંગળમૂર્તિ છે. ચારણી, વ્યક્તિગત લાભહાનિ તેમ જ રાગદ્વેષ કરતાં દેશ મહાન છે અને તે દરેક જાતના બલિદાનને યોગ્ય છે એમ રજપૂત પ્રજાને સમજાવે છે. બધી રીતે પરાસ્ત થયેલા સમાજ માટે એ જ સંદેશો યથાયોગ્ય છે. જ્યારે બીજી બાજુ દેશ પછી દેશ જીતનાર બહાદુરશાહ અને હુમાયૂં જેવા લોકોને માટે રાષ્ટ્ર-

રક્ષણ ધર્મ નહિ પણ મનુષ્યધર્મ જ બતાવવો ઉચિત છે. એટલે જ શાહશેખ ઔલિયા આપ-પરભાવ છોડી દઈને ઇન્સાનિયતને જ ટેકો આપે છે અને પોતાના શિષ્યના રક્ષણ કરતાં એના કલ્યાણની જ ઇંતેજારી વધારે બતાવે છે. આ બન્ને પાત્રો નાટકની વધારે જગા રોકતાં નથી પણ આખા નાટક ઉપર પોતાની મંગળ છાયા આબાદ રીતે ફેલાવે છે.

* * *

આખા નાટકમાં એકે ઊતરતું સ્ત્રીપાત્ર નથી. કર્મવતી હોય કે શ્યામા, જવાહરબાઈ હોય કે ધનદાસની પત્ની માયા-બધાંમાં ભલાઈ અને તેજસ્વિતા ચીતર્યાં છે. અને પેલી ચારણી તો જાણે ભારત-માતાની મૂર્તિમતી તપસ્યા જ હોય એમ લાગે છે. લેખક નારીપૂજક છે. એને હાથે બીજું કશું નીકળે જ નહિ. નાટકના પ્રારંભમાં એને એક નર્તકી આણવી પડી છે પણ એ તો એક ગીત ગાવા ઉપરાંત એક શબ્દ પણ બોલતી નથી.

એક નર્તકી જો મેવાડના રાજ-દરબારના વાતાવરણને બગાડતી હોય તો પાંચ આર્યરમણીઓ મેવાડના ચારિત્ર્યને બચાવે છે.

* * *

નાટ્યકારે શ્યામાનું પાત્ર ઘણી શક્તિથી અને કુશળતાથી ચીતર્યું છે. આખા નાટકમાં એ જ પાત્ર સૌથી વધારે જીવતું છે. શ્યામા રાજવંશીની પત્ની છે પણ ભીલડી છે એટલા ખાતર એને રણવાસ-માં પ્રવેશ મળતો નથી. એ માનિની પોતાના દીકરાને લઈને જંગલમાં પોતાની સાધના સેવે છે.

મેવાડની રજપૂતાણીઓ જ્યારે અંતિમ જૌહર કરે છે ત્યારે શ્યામા પણ એમાં શામિલ થવા માગે છે, પણ ત્યાં પણ—મહા બલિદાન આપતી વખતે પણ—ક્ષત્રિયાણીઓનું જાતિકુલાભિમાન આડે આવે

છે, અને એ અપમાનમાંથી જ શ્યામાને જાહરની નિરાશા વટાવીને સેવાધર્મ ખીલવવાનું સૂઝે છે.

ખરેખર, ભારતીય નાટ્યજગતમાં શ્યામા કરતાં ચડિયાતું પાત્ર ભાગ્યે જ બીજું હશે.

*  *  *

નાટકમાં જે દસ બાર કવિતાઓ છે તે મારી દૃષ્ટિએ સારી છે. દરેક કવિતાને પોતાનું વ્યક્તિત્વ છે, પોતાનું વાતાવરણ છે અને તે તે ઠેકાણે તે પોતાની અસર આબાદ રીતે પાડે છે. નાટકોમાં આવડાં મોટાં અને તે પણ આટલાં ભારેખમ ગીતો મૂકવાં કે કેમ એ સવાલ જરૂર ઊઠે એમ છે પણ એ સવાલ તો આખા નાટકની સંભાષણશૈલી પરત્વે પણ ઉઠાવી શકાય એમ છે. પણ એ ટીકામાંથી બચી શકે એવાં કેટલાં નાટકો આપણી પાસે છે? અને આ નાટકનાં ગદ્ય તેમ જ પદ્યની સરખામણી કરવા જતાં તો આ ગીતોજ વધારે સરસ છે એમ કહેવું પડશે.

*  *  *

નાટકકારે આ નાટકમાં રજપૂત અને મુગલકાળના જીવનનાં અમુક પ્રધાન તત્ત્વો આગળ આણ્યાં છે.

તે વખતનું રાજકારણ કોઈ તત્ત્વ કે સિદ્ધાંત કે નીતિને લઈને ચાલતું નહિ. લાગ અને મોકો જોઈને, અથવા તે તે વખતના રાગ-દ્વેષને વશ થઈને, ક્ષત્રિયો તેમ જ વૈશ્યો વર્તતા, એ નાટ્યકારે પૂરતું સ્પષ્ટ કર્યું છે.

સાથેસાથે, માણસના હૈયાને હચમચાવી નાખનાર અને એને જબરદસ્ત પ્રેરણા આપનાર સ્થાયી તત્ત્વો પણ એણે આપણી આગળ જીવતાં કર્યાં છે. બદલો લેવાની વૃત્તિ માણસને કેટલો આંધળો કરે છે એ બહાદુરશાહ દ્વારા વ્યક્ત કર્યું છે. રાખડીનું માન જાળવવા માણસ

ગમે તે જોખમ વહોરી લેવા કેમ તૈયાર થાય છે એ હુમાયુંના પાત્રમાં વ્યક્ત થાય છે. શરણાગતને રક્ષણ આપવા માટે એક વ્યક્તિ નહિ પણ એક આખી જાતિ કેમ ખુવાર થઈ શકે છે, એ નાનામોટા મેવાડીઓએ બતાવ્યું છે. જાતિકુલાભિમાનની પરંપરાગત અસર વાઘસિંહ અને અર્જુનસિંહમાં જોવાને મળે છે, જ્યારે એ જ ખંડિત થતાં, સારા લોકો પર એની શી અસર થાય છે તે ભીલરાજ અને શ્યામામાં જોવાને મળે છે. નિરાશાના નિર્ધારમાં જૌહર કરનાર ક્ષત્રિયાણીઓ શ્યામાને પોતાના આત્મયજ્ઞમાં ભળવા દેતી નથી, ત્યાં એ અભિમાનનું શુદ્ર અને અસહ્ય રૂપ પ્રગટ થાય છે. અને અંતે આવા જાતિકુલાભિમાન કરતાં ઇન્સાનિયત એ જ સાચો યુગધર્મ છે એવો બોધ પ્રેક્ષકોનાં હૃદય પર અંકિત થઈ જાય છે. રજપૂત-મુગલકાળના ઇતિહાસનો આ નિચોડ છે. આ બોધ જો ભારતવાસીઓ ભૂલી ન જાત તો હિન્દુસ્તાનનો ઇતિહાસ જુદી જ રીતે લખાત, એવો ગમગીન વિચાર મનમાં સ્થિર કરીને જ વાચક આ નાટક પૂરું કરે છે.

સૂરતને રસ્તે
૩૦–૧–'૪૨

काका कालेलकर

# પાત્રસૂચિ

## પુરુષપાત્રો

**વિક્રમાદિત્ય**—મહારાણા સંગ્રામસિંહ (સાંગા) અને મહારાણી જવાહરબાઈના પુત્ર; મેવાડના મહારાણા.

**ઉદયસિંગ**—મહારાણા સંગ્રામસિંહ અને મહારાણી કર્મવતીના પુત્ર.

**હુમાયુ**—દિલ્લીનો બાદશાહ.

**બહાદુરશાહ**—ગુજરાતનો બાદશાહ.

**વાઘસિંહ**—મહારાણા વિક્રમાદિત્યના કાકા; પ્રતાપગઢના રાજા.

**ચાંદખાં**—બહાદુરશાહનો ભાઈ.

**શાહશેખ ઓલિયો**—બહાદુરશાહનો ઓલિયો.

**ભીલરાજ**—મેવાડના ભીલનો સરદાર.

**વિજયસિંહ**—મહારાણા વિક્રમાદિત્યના મોટાભાઇ સ્વ. મહારાણા રત્નસિંહના પૌત્ર.

**ધનદાસ**—મેવાડનો એક શેઠ.

**મૌજીરામ**—ધનદાસનો પુત્ર.

**તાતારખાં**, **હિંદુબેગ**—હુમાયુના સેનાપતિઓ.

**નુનો દ કુન્હા**—પોર્ટુગીઝ ગવર્નર.

**અર્જુનસિંહ**—બુંદીનો રાજકુમાર; કર્મવતીનો ભાઈ.

## સ્ત્રીપાત્રો

**કર્મવતી**—સ્વ. મહારાણા સાંગાની સ્ત્રી; ઉદયસિંહની મા.

**જવાહરબાઈ**—સ્વર્ગીય મહારાણા સાંગાની સ્ત્રી; વિક્રમાદિત્યની મા.

**શ્યામા**—ભીલપુત્રી (જેનું લગ્ન મહારાણા રત્નસિંહના મોટા પુત્ર સાથે થયું હતું); વિજયસિંહની મા.

**માયા**—ધનદાસની સ્ત્રી.

**ચારણી**—મેવાડની ગૌરવગાથા ગાનારી.

# અંક પહેલો

## દૃશ્ય પહેલું

**સ્થળ :** ચિતોડના મહારાણા વિક્રમાદિત્યનો મહેલ
**સમય :** રાત્રિનો પહેલો પહોર

[ મહારાણા વિક્રમાદિત્યનું સિંહાસન ખાલી છે. ધનદાસ શેઠ અને બીજા હજૂરિયા બેઠા બેઠા વાતચીત કરી રહ્યા છે.]

**પહેલો હજૂરિયો**—બસ, યુદ્ધ, યુદ્ધ ને યુદ્ધ જ! મેવાડીઓ માટે તો રાતદિવસ, સૂતાં ને જાગતાં, ખાતાં ને પીતાં એક જ વાત; યુદ્ધ!

**ધનદાસ**—સિસોદિયા વંશની પેઢીઓની પેઢીઓ યુદ્ધમાં ને યુદ્ધમાં જ સ્વાહા થઈ ગઈ, મેવાડનો ઇતિહાસ લોહીથી રંગાઈ ગયો, પણ વળ્યું શું? મહારાણા સાંગા, વીર પૃથ્વીરાજ, મહારાણા રત્નસિંહ વગેરેને વહેલામાં વહેલી તકે સ્વર્ગને માર્ગે સિધાવવું પડયું! અરે ભલા, મરવાની આટલી બધી ઉતાવળ શા કાજે?

**બીજો હજૂરિયો**—દેશની આબરૂ રાખવા માટે!

**ધન૦**—હા...હા...હા! દેશનું નાક! વાહ, વાહ, દેશને પણ નાક હોય છે?

**પહેલો હજૂરિયો**—અને ધારો કે હોય, તો શું એ એટલી બધી ઉત્તમ વસ્તુ છે કે એને માટે પ્રાણ ગુમાવાય?

**ધન૦**—તદ્દન સાચું ! મારું મોટું પેટ એ વાતમાં સાક્ષી પૂરે છે. બુદ્ધિમાં મને બધા લંબોદર માને છે પરંતુ હું કહું છું કે......

[ મહારાણા વિક્રમાદિત્ય પ્રવેશ કરે છે. સૌ ઊભા થઈ અભિવાદન કરે છે. મહારાણા પોતાના આસન ઉપર બેસે છે ]

**વિક્રમાદિત્ય**—(હસતાં હસતાં) કયું શાસ્ત્ર સંભળાવતા હતા, ધનદાસ શેઠ !

**ધન૦**—અન્નદાતા ! હું કહેતો હતો કે જે વાણિયાએ "ચમડી તૂટે પણ દમડી ન છૂટે," એ કહેવત બનાવી એ અઠંગ મૂર્ખ હશે. જો ચામડું રહે તો દમડી-પૈસા-તો કુશળતાપૂર્વક દુનિયા પાસેથી વસૂલ કરી શકાય.

**વિક્રમ૦**—તમે તો જબરા રાજપુરુષ લાગો છો !

**પહેલો હજૂ૦**—રાવણથી પણ મોટા ?

**ધન૦**—રાવણ ! અધધ ! એનો બાપડાનો રાજનીતિ સાથે શો સંબંધ ? દસ માથાં હોવાથી શું કોઈ રાજનીતિજ્ઞ બની જાય છે ! રાજનીતિજ્ઞ થવા માટે તો વિશાળ અને ગંભીર પેટની જરૂર પડે છે, સમગ્ર વિશ્વને પેટમાં સમાવી લેવાની શક્તિ ઉત્પન્ન કરવી પડે છે.

**બીજો હજૂ૦**—વાહ, શેઠજી, વાહ, તમે પણ અજબ અને તમારી વાતો પણ અજબ ! પેટ અને રાજનીતિને શો સંબંધ ?

**ધન૦**—એ જ લોકો જાણતા નથી ને ! અરે, મોટું પેટ ન હોય તો ગાળો, બદનામી, અપમાન, ખાસડાં અને એ બધાંની સાથે સંસારભરની સંપત્તિ અને સમગ્ર યુગનું પ્રભુત્વ પચે ક્યાં ? જે આ બધું પચાવી નથી શકતો એનો બાપ પણ સાત પેઢીઓ સુધી સફળ રાજનીતિજ્ઞ ન થઈ શકે. સાચી વાત તો એ છે કે લોકો રાજનીતિનો સાચો અર્થ સમજતા નથી.

**પહેલો હજૂ૦**—ઠીક ભાઈ, તો તમે જ કહોને કે આખરે એ રાજનીતિ કઈ જાતની બલા છે ?

**ધન૦**—ખુલ્લા શબ્દોમાં કહું તો રાજનીતિ એટલે બહુરૂપીપણું. સફળ રાજનીતિ એ જ છે કે જે સમય પ્રમાણે નીતિ, રાષ્ટ્રીયત્વ, જાતિ, ધર્મ—બધું જ બદલી શકે; જેનો પોતાનો કોઈ સિદ્ધાન્ત જ ન હોય; જે કાળની ગતિ વિરુદ્ધ સુક્કા સિદ્ધાન્તોને ચોટી રહેવાની કટ્ટરતા—સંકુચિતતા વ્યકત ન કરે.

**વિક્રમ૦**—બસ, બસ, બહુ થયું ! તમારું આ રાજનીતિમહાભાષ્ય સમાપ્ત કરો ! ( **હજૂરિયાને** ) નાચનારીને બોલાવો જેથી થોડું મનરંજન થાય.

**પહેલો હજૂ૦**—( ઊભો થઈને ) જેવી આજ્ઞા !

[ જાય છે ]

**વિક્રમ૦**—બોલો, ધનદાસ શેઠ, નસેનસને સ્ફુરણા પ્રદાન કરનાર મલયપવનને મેવાડના રાજમહેલમાંથી વિદાય દેવી એ કેમ બની શકે?

**ધન૦**—નિઃસંદેહ, અન્નદાતા ! દક્ષિણનો પવન તો તપોવનમાં પણ જતાં નહોતો અટક્યો ! ગૌતમ ઋષિના આશ્રમમાં એક દિવસ વસંત, કંદર્પ, ચંદ્ર અને ઇંદ્ર—સૌએ જે ઉત્પાત મચાવ્યો હતો એ કોનાથી અજાણ્યો છે ? રાજમાંથી બ્રહ્મર્ષિ બનનાર વિશ્વામિત્રને પણ દક્ષિણના પવનની એક જ લહરથી સન્નિપાત થઈ ગયો હતો !

**વિક્રમ૦**—આઠે પહોર મનને લગામથી જોતરી રાખવું એ શું કાંઈ સ્વાભાવિક સ્થિતિ છે ?

**બીજો હજૂ૦**—ના મહારાજ, એને તો અશ્વમેધના ઘોડા માફક સંપૂર્ણપણે છૂટું મૂકવું જોઈએ.

**ધન૦**—અને ખુદ સુરેશે જ રાજાઓને આજ્ઞા કરી છે કે એમના દરબારમાં પુષ્પધનુર્ધર અનંગ, રતિરાણી, મેનકા, રંભા, ઉર્વશી

—સૌનો નિત્યનવીન અવતાર થાય! અહા! લો, આ મેવાડી મેનકા આવી પહોંચી!

[નાચનારી આવે છે, અભિવાદન કરે છે]

**વિક્રમ૦**—સુંદરી, બેસ, કોઈ સુંદર ગાયન સાંભળવાની ઇચ્છા છે. (જરા ઉત્તેજિત થઈને) કોઈક મદભર્યું ગાયન સંભળાવ!

**હજૂરિયો**—સાથે સાથે નૃત્ય પણ ચાલે તો શું ખોટું?

[નાચનારી નાચે છે અને ગાયન ગાય છે]

આઓ હઁસ લેં, ઔર હઁસા લેં
જ્યોત્સ્ના-જ્યોતિત જગમગ રાત,
તારે ગિનને મેં હે તાત!
બીત ન જાને દો અજ્ઞાત,
ઇન આંખોં કી પ્યાસ બુઝા લેં!
આઓ હઁસ લેં ઔર હઁસા લેં!

સાગર કે ઉર મેં તૂફાન
ઉઠતા હૈ તો માનવ-પ્રાણ
કૈસે જીવન કે અરમાન
ભીતર હી ચુપચાપ છુપા લેં!
આઓ હઁસ લેં ઔર હઁસા લેં!*

[મહારાણા વિક્રમાદિત્યના કાકા વાઘસિંહ, ભીલરાજ અને કેટલાક સામંતો પ્રવેશ કરે છે. સૌ ઊભા થાય છે]

**વાઘસિંહ**—(ચોંકીને) શિવ! શિવ! હું આ શું જોઈ રહ્યો છું?

---

* આવો, હસીએ અને હસાવીએ. હે ભાઈ, જ્યારે રાત્રિ ચાંદનીથી ઝગમગી રહી છે ત્યારે અભાનમાં તારા ગણવામાં કાળ વીતી જવા ન દેશો. આવો આંખોની તરસ છીપાવીએ. આવો, હસીએ અને હસાવીએ.

સમુદ્રના હૃદયમાં પણ જો તોફાન જાગે છે તો માણસનો આત્મા પોતાના જીવનની ઇચ્છાઓ ચૂપચાપ અંદર ને અંદર કેવી રીતે છુપાવે? આવો, હસીએ અને હસાવીએ.

ધિક્કાર છે, મહારાણા ! ધિક્કાર છે ! બાપ્પા રાવળ, મહારાણા અમરસિંહ અને વીર હમ્મીર વગેરે આજે સ્વર્ગમાં શું કહેતા હશે ? વિક્રમ, બાપ્પા રાવળનિર્મિત એકલિંગજીના મંદિરમાં મદનદહન કરનારી પ્રલયંકર શંકરની મૂર્તિ રુદન કરી રહી છે. આજે તું—એ વીરોનો વંશજ—શિવનું શરણ છોડી કંદર્પના ચરણમાં પડ્યો છે?

**ધન૦**—મહારાણા છે, એમને અધિકાર......

**વાઘસિંહ**—( ફરીને ધનદાસને લાત ઠોકે છે. એ ડરીને પડતો નાસે છે.) તું જ બધી ખરાબીનું મૂળ છે ! દૂર થા, નારકી કૂતરા ! (હજૂરિયા ગભરાય છે.) અને નર્તકી ! જા અહીંથી, આ ને આ પળે ચાલી જા. મેવાડના રાજમહેલમાં તારું કામ નથી; રાજર્ષિઓનાં લોહીથી રક્ષાયેલી આ ભૂમિ ઉપર ક્યાંય તારું સ્થાન નથી.

[ નર્તકી જાય છે ]

**વિક્રમ૦**—કાકા, તમે મારું અપમાન......

**વાઘસિંહ**—આવું અધમ પતન ! મહારાજાની પ્રતિષ્ઠા એક નર્તકાની પ્રતિષ્ઠા સાથે ગાંઠથી બંધાય ! મેવાડની ઇજ્જત ધૂળમાં ન મેળવી દે, વિક્રમ ! જો, આંખો ઉઘાડીને નજર કર ! પેલી કરાલા દેવીના મંદિર તરફ જો ! એ રિસાઈને ચાલવા માંડી છે. એ દૈત્યદલસંહારિણી, તડિતઅસિધારિણી, મુંડોની માળા પહેરી સ્મશાનભૂમિ ઉપર તાંડવ કરનારી, જેના આશીર્વાદ પામી મેવાડના જવાંમર્દો મરણને ભેટવા દોડે છે, તે રૂઠીને ચાલી જાય છે ! તેં એને સ્થાને રતિની આરાધના આરંભી છે ! એને મનાવ, મારા લાડીલા પુત્ર, એને રિઝવ, રાજી કર !

[ વિક્રમ ચૂપ રહે છે ]

**ભીલરાજ**—મહારાણા ! શું આટલા માટે મેં મારા અંગૂઠાના લોહીથી આપનું રાજતિલક કર્યું હતું ? નિર્લજ્જ વિલાસિતાનું નગ્ન નૃત્ય જોવા મેવાડની પ્રજા નથી ટેવાયલી. જે વીર નાગરિકો રાજાઓનાં મસ્તક ઉપર રાજમુગટ ધારણ કરાવી શકે છે એ એને ઉતારી પણ શકે છે.

**વિક્રમ૦**—તું પણ આટલું બધું બોલવાનું સાહસ કરે છે? તું નીચ ભીલ......

[ એકાએક જવાહરબાઈનો પ્રવેશ ]

**જવાહરબાઈ**—ચૂપ કરો, દીકરા! મેં બધું સાંભળ્યું છે! પશ્ચાત્તાપના અગ્નિથી મારું હૃદય બળી રહ્યું છે. હમણાં જ તેં જેને નીચ કહ્યો છે એ તો આ પતિતપાવનની વસુંધરા માટે ભગવાનનાં આશીર્વાદ – વરદાન છે. ભીલરાજનું અપમાન કરીને તેં મેવાડ ઉપર દેવતાઓનો અભિશાપ આમંત્ર્યો છે. આવાં ઘૃણિત વચનો તારા મોઢામાંથી કેમ નીકળ્યાં?

**ભીલરાજ**—ના, ના, માતાજી, ખરેખર તો અમે નીચ છીએ. કારણ કે અમારા પૂર્વપુરુષે રાજમુગટ પોતાના માથા ઉપર ન રાખતાં તમારા આદિપુરુષ બાપ્પા રાવળના મસ્તક ઉપર મૂકયો હતો. અમે નીચ છીએ, મહારાણા! અમે એટલા માટે નીચ છીએ, કે અમે મહારાણા અને મેવાડની માનવરક્ષા ખાતર અમારી અનેક પેઢીઓનું લોહી મેવાડની ભૂમિ ઉપર છાંટયું છે. માતાજી, તમે એમને કહેવા દો...કહેવા દો કે ભીલ નીચ છે!

**જવાહરબાઈ**—વિક્રમ!

**વિક્રમ૦**—મા!

[ કર્મવતી અને બાળક ઉદયસિંહ પ્રવેશ કરે છે ]

**જવાહરબાઈ**—બેટા, તેં ભયંકર અપરાધ કર્યો છે. જે રાજા પોતે પોતાની પ્રજાને નીચ સમજે છે એ રાજાને રાજસિંહાસન ઉપર બેસવાનો અધિકાર નથી. પ્રજાની આ મિલકત પ્રજાને હસ્તક સુપ્રત કરી દે! માની આજ્ઞા છે કે આ ને આ ક્ષણે મુગટ ઉતારી નાખ.

[ વિક્રમાદિત્ય મુગટ ઉતારે છે ]

**વાઘસિંહ**—ઉદયસિંહજી પણ મહારાણા સાંગાના પુત્ર છે ને! તેઓ અહીં હાજર છે. આ રાજમુગટ ઉપર એમનો અધિકાર છે.

**જવાહરબાઈ**—જરૂર, જરૂર, એમ જ થાય. વિક્રમ, મૂકી

દે બેટા, હસતાં હસતાં આ રાજમુગટ ઉદયસિંહજીના મસ્તક ઉપર ચડાવી દે.

[ વિક્રમ આગળ વધે છે ]

**કર્મવતી**—સબૂર ! ધન્ય છે રાજમાતા ! તમને ધન્ય છે ! તમે મહારાણા સંગ્રામસિંહની પત્નીને છાજે એવું કર્યું. ધન્ય છે વિક્રમ ! તને પણ ધન્ય છે ! તેં તારા પિતા રાણા સંગ્રામસિંહજી જેવું જ ત્યાગનું દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. એ પણ એક દિવસ રાજમુગટને ઠોકર મારી ચાલતા થયા હતા. પરંતુ ........ઉદયસિંહ પણ એ જ રાણા સાંગાનો પુત્ર છે. જો એ ગૃહક્લેશની આગ પ્રજ્વલિત કરનારો સિદ્ધ થાય તો તો હું એનું ગળું ટૂંપી નાખું ! એ હજી બાળક છે, જીજી, એને રમવા તો તલવારની જરૂર છે, રાજમુગટની નહિ !

**વાઘસિંહ**—પરંતુ આ સિંહાસનના ઉત્તરાધિકારી તરીકે પ્રજા તો ઉદયસિંહને......

**કર્મવતી**—ભૂલ ખાઓ છો, વાઘસિંહ, ભૂલમાં છો ! આ રાજમુગટને મસ્તક પર ધારણ કરવાનો અધિકારી એ છે કે જેના બાહુમાં વેરી સાથે લડવાની શક્તિ છે. જ્યાં સુધી આપણે આપણાં વ્યક્તિત્વને, સુખદુઃખ અને અપમાનને દેશનાં માનાપમાન સાથે એક ન કરી દઈએ ત્યાં સુધી રાષ્ટ્રના ગૌરવની રક્ષા અસંભવિત છે; ત્યાં લગી આપણે મનુષ્યને લાયક ન બની શકીએ. જ્યારે દેશ ઉપર આપત્તિનાં વાદળ ઘેરાયાં છે, વીજળી ચમકારા મારી રહી છે, શત્રુ પૈશાચિક અટ્ટહાસ્ય કરી રહ્યા છે, એ વખતે અલગ અલગ વ્યક્તિઓ, જાતિઓ અને વંશનાં માન–અપમાન અને અધિકારોની ચર્ચા કેવી ? એ તો ઘોર પાપ છે, વાઘસિંહજી ! આ સમયે તો વીરોને માટે એક જ અધિકાર છે અને તે દેશને માટે પ્રાણ અર્પણ કરી દેવા ! બાકીના પ્રશ્નો ઉપર પડદો નાખો – એને પાતાળમાં દાટી દો.

**ભીલરાજ**—ધન્ય છે, મહારાણા સંગ્રામસિંહની વીર પત્ની ! મેવાડ શા કાજે અજેય છે એનો તને જોઈ ને સંસારને ખ્યાલ આવશે.

**કર્મવતી**—વિક્રમજી, જરા સાંભળો ! તમે પણ એ યાદ રાખો કે વીરવર રાણા કુંભાએ માળવા અને ગુજરાતના બાદશાહ ઉપર વિજય પ્રાપ્ત કર્યાના સ્મૃતિચિહ્ન તરીકે ગૌરીશંકરના શિખર સમાન ઉત્તુંગ જે વિજયસ્તંભ ખોડ્યો છે એની એક ઇંટ સરખી તમારા જીવતાં નીચે ન ખસવા પામે. અને આ રાજમુગટ ! એ તો રાજર્ષિઓ, ત્યાગીઓ અને બલિદાનપથના યાત્રીઓ માટે છે; સ્થિતિચુસ્ત અકર્મણ્ય વિલાસીઓ માટે નહિ ! લાવો, મને એ સોંપી દો.

[ મુગટ લઈને વિક્રમને પહેરાવી દે છે ]

**વિક્રમ૦**—(ઘૂંટણે પડીને) હું પાપી છું, નરાધમ છું. મહારાણા સંગ્રામસિંહ આકાશના ઉજ્જવલ નક્ષત્ર સમા હતા. તમારામાં એમના જ આત્માનું તેજ છે. આજે તમે મારા હૃદયના અંધકારને પરાજિત કરીને ભગાડી મૂક્યો છે. મને તમારી ચરણરજ લેવા દો, એ મને બળ આપશે. તમારા પુણ્યપ્રતાપથી આ કપૂત વિક્રમમાં નવીન આત્મજ્યોત પ્રગટશે.

[ કર્મવતીના ચરણને સ્પર્શે છે ]

**કર્મવતી**—યશસ્વી થાઓ, બેટા ! મેવાડની આબરૂ રક્ષા અર્થે સર્વસ્વ અર્પણ કરવાની શક્તિ સંચિત કરો.

**વિક્રમ૦**—( જવાહરબાઈને ઉદ્દેશીને ) મા, તું મને આશીર્વાદ આપ—શક્તિ આપ, જેથી હું મારાં આળસ અને કાયરતા ઉપર વિજય પ્રાપ્ત કરું ! ભગવાન શંકર ! ભગવતી કાલી ! મને સાહસ બક્ષો, તેજ પ્રદાન કરો, હું મેવાડના રક્તધ્વજની રક્ષા કરી શકું !

**કર્મવતી**—મેવાડના મહારાણાની જય !

**બધાં**—મેવાડના મહારાણાની જય !

**જવાહર૦**—ચાલ બેટા, આ પ્રમોદભવન ઉપર તાળું ઠોકી વીરમંદિરનો પૂજારી બન !

[ સૌ જાય છે ]

[ પડદો પડે છે ]

## દૃશ્ય બીજું

**સ્થળ :** મેવાડના વનની એક કેડી

**સમય :** પરોઢિયાનો

[ શ્યામા ઊભી ઊભી ગાઇ રહી છે ]

પ્રેમપંથ પર દુ:ખ હી દુ:ખ હૈ !
પ્રેમ ઉન્હીં કા જીવન-ધન હૈ,
જિનકી સુખ સે ચિર-અનબન હૈ !
ઉન પાગલોં કા પાગલપન હૈ,
જીનસે સારા વિશ્વ વિમુખ હૈ :
પ્રેમપંથ પર દુ:ખ હી દુ:ખ હૈ !

ઊપર અંતહીન અંબર હૈ,
નીચે તીર-રહિત સાગર હૈ,
બે-પતવાર તરી જર્જર હૈ,
જિસકી ઓર પવન કા રુખ હૈ,
પ્રેમપંથ પર દુ:ખ હી દુ:ખ હૈ !

પ્રાણોં મેં હોલિકા—દહન હૈ,
આઁખોં મેં સાવન પ્રતિક્ષણ હૈ,
યહ કૈસા અદ્‌ભુત જીવન હૈ !
જિસમેં રોને મેં હી સુખ હૈ।
પ્રેમપંથ પર દુ:ખ હી દુ:ખ હૈ !*

---

* પ્રેમના માર્ગે દુ:ખ ને દુ:ખ જ છે. જેમને સુખ સાથે હંમેશનો અણબનાવ છે, તેમને માટે પ્રેમ એ જીવનધન છે.

**શ્યામા**—આહા, એ પ્રભાત પણ આવું જ લાલ લોહિયાળ હતું, જેમાં મારો જીવનસૂર્ય સદાકાળને માટે અસ્ત થઈ ગયો. દેશ-ભક્તિના અંધ ઉન્માદે, ન્યાયના નિષ્ઠુર અભિમાને, દિલની લીલી હરિયાળી કિલ્લોલતી ઊર્મિઓને ખાખ કરીને એને સળગતા મરુપ્રદેશ સમાન બનાવી દીધું. ક્યારેક ઇચ્છા થાય છે કે પછાડ ખાધેલી નાગણ-ની જેમ ફૂંફાડા મારીને સમગ્ર મેવાડને કરડી ખાઉં !

[ થોડે દૂરથી કોઈના ગાવાનો અવાજ આવે છે. પ્રતિ-ક્ષણ અવાજ પાસે ને પાસે આવતો જાય છે ]

ધન્ય-ધન્ય મેવાડ મહાન !
હિમગિરિ સા ઉન્નત યહ મસ્તક અખિલ વિશ્વ કા હૈ અભિમાન.
સદિયોં સે ચઢતે આએ હૈં, તુજ પર લક્ષ-લક્ષ બલિદાન.
લોહૂ કી લહરોંમેં ચલતા તેરે ગૌરવ કા જલયાન !
બાપ્પા રાવલ, સમરસિંહજી, ભીમસિંહ, ચૂડા, બલવાન !
વીર હમીર, કુંભજી, સાઁગા, રત્નસિંહ વીરોં કે પ્રાણ !
ઇસ મેવાડી રાજવંશ પર કિસે નહીં હોગા અભિમાન ?
હે મેવાડ, હુએ હૈં તુજ પર ગોરા-બાદલ સે બલિદાન !
દેવિ પદ્મિની કા જૌહર કી જ્વાલા મેં જલ દેના જાન !

સારું વિશ્વ જેમના પ્રત્યે અવળું મોં કરે છે તેવા પાગલોનું એ ગાંડપણ છે. પ્રેમના માર્ગે દુઃખ ને દુઃખ જ છે.

માથા ઉપર અનંત આકાશ છે અને નીચે અમર્યાદ સાગર છે; તેમાં પ્રેમ રૂપી આ હોડી હલેસાં વગરની અને જૂની પુરાણી છે. વળી પવન પણ ઉલટી દિશાનો છે. એવા પ્રેમના માર્ગે દુઃખ ને દુઃખ જ છે.

હૃદયમાં હોળી સળગી રહી છે, આંખોમાંથી પ્રતિ ક્ષણે શ્રાવણ વરસી રહ્યો છે; જેમાં રોવામાં જ સુખ છે એવું આ જીવન કેવું અદ્ભુત છે ? પ્રેમના માર્ગે દુઃખ ને દુઃખ જ છે.

હે મેવાડ, કહાની તેરી પાગલ કર દેતી હૈ પ્રાણ!
ધન્ય-ધન્ય મેવાડ મહાન!*

[ગાતાં ગાતાં ચારણી પ્રવેશ કરે છે]

**શ્યામા**—કોણ છે તું? તારા ગાયનથી મારી શ્રદ્ધાને ધક્કો પહોંચ્યો છે. મેવાડના રાજવંશ પ્રત્યે મારા દિલમાં ભરેલી ઘૃણાને આઘાત પહોંચ્યો છે.

**ચારણી**—હું ચારણી છું.

**શ્યામા**—અહાહા, ચારણ-ચારણી! માનવતાનો એ અભિશાપ છે; શાંતિને ભસ્મિભૂત કરનાર દાવાનળ છે; પ્રેમનાં પુષ્પોને છુંદી નાખનારાં ઉન્મત્ત પશુઓ છે; દેશાભિમાન, રાષ્ટ્રીયત્વ, જાતિ-અભિમાન, વંશગૌરવ અને કોણ જાણે કેટલીયે કૃત્રિમ ભાવનાઓનો નશો ચડાવીને માનવતાને રણોન્મત્ત કરી લોહીની નદીઓ વહેતી કરનારાં પિશાચો છે. ઓ! ચારણી! તું મારી નજર સામેથી દૂર થા!

**ચારણી**—ચારણીઓ દૂર થવાનું જાણતી નથી, બહેન! એ તો અંતરતમમાં પ્રવેશ કરી આત્મા ઉપર ચડેલી રાખને દૂર કરે છે. તું કોઈક મહા દુખિયારી લાગે છે. કોણ છે તું? જો વાંધો ન હોય તો મને પણ તારા દુઃખની ભાગીદાર બનાવ.

---

* હે મહાન મેવાડ! તને ધન્ય છે. હિમાલય જેવું તારું આ ઉન્નત મસ્તક આખી દુનિયાને અભિમાન લેવા યોગ્ય છે. સદીઓથી તને લાખો બલિદાન ચડતાં આવ્યાં છે. તારા ગૌરવનું વહાણુ લોહીનાં મોજાં-માં જ ચાલી રહ્યું છે. બાપ્પા રાવળ, સમરસિંહજી, ભીમસિંહજી, ચૂડા, વીર હમીર, કુંભાજી, સાંગા, રત્નસિંહ વગેરે બળવાન વીરોના પ્રાણ તારે અર્થે હોમાયા છે. આવા મેવાડના રાજવંશ પ્રત્યે કોને અભિમાન નહિ થાય? હે મેવાડ, તારા ઉપર ગોરા અને બાદલનાં બલિદાન ચડયાં છે, દેવી પદ્મિનીએ જોહરની જ્વાળામાં પોતાના પ્રાણની આહૂતિ આપી! હે મેવાડ! તારો ઇતિહાસ દિલને પાગલ બનાવી મૂકે છે.

હે મહાન મેવાડ! તને ધન્ય છે.

**શ્યામા**—મારો પરિચય મેળવી શું કરશે ? મારું ભૂત વિસ્મૃતિની ધૂળમાં દટાઈ વિલીન થઈ ગયું છે; મારું વર્તમાન અને ભાવિ જીવન સ્વગત ભાષણ જેમ મૌન જ છે. પૂછ મા, ચારણી, હું કોણ છું એ પૂછ મા !

**ચારણી**—ના, ના, બ્હેન, તું કોણ છે એ મને જણાવ !

**શ્યામા**—સાંભળ ત્યારે ! હું ડાળેથી તોડેલી, પગ નીચે રગદોળાયેલી કલિકા છું ! હું છું મૂર્છિત હાહાકાર ! હું ઉપરથી શાંત અને અંદરથી ચિર-પ્રજ્વલિત જ્વાલામુખી છું ! જલહીન સૂકી સરિતા, ઉજ્જડ બગીચો, ખારી જમીનનું ખેતર કે પાંદડાં વિનાના વૃક્ષ જેવું મારું જીવન છે ! મારા જીવનને પણ વસંત આવી હતી......પરંતુ મેવાડના રાજવંશ.........

**ચારણી**—મેવાડના રાજવંશ સાથે તારો શો સંબંધ છે ?

**શ્યામા**—મારો સંબંધ એટલો જ, જેટલો ચંદ્રને એના કલંક સાથે છે, આત્માને પાપ સાથે છે ! એક દિવસ એમણે મારા ઉપર પ્યાર કર્યો હતો, સમુદ્રની જેમ ઊછળીને દિલનાં મોજાંમાં મને લીન કરી દીધી હતી ! પરંતુ બીજી જ ક્ષણે હું સૂનકાર રેતીના તટ ઉપર પડી પડી તરફડી રહી હતી !

**ચારણી**—આમ ગોળ ગોળ વાતો રહેવા દે બ્હેન ! સાફ સાફ....

**શ્યામા**—ચૂપ રહે, ચારણી...[ જરા થંભી જઈને ] ઠીક, સાંભળ ત્યારે ! મારું પણ લગ્ન થયું હતું; એવું વિચિત્ર લગ્ન, કદાચ કોઈનુંયે નહિ થયું હોય એવું !

**ચારણી**—એવું કેવું વિચિત્ર ?

**શ્યામા**—એક જ રાતમાં મારાં લગ્ન થઈ ગયાં, સુહાગરાત પણ ખેલાઈ ગઈ, અને સુહાગ પણ લૂંટાઈ ગયો. જાણે છે શા કાજે ? મેવાડના મહારાણાની એક માત્ર ધૂનને કારણે !

**ચારણી**—ત્યારે...તું...શ્યામા ભીલડી ?

**શ્યામા**—ના, શ્યામા ભીલડી નહિ, મેવાડની કુળવધૂ કહે ! હું કુમારી હતી. સ્વર્ગસ્થ મહારાણા રત્નસિંહના એકના એક દીકરા મારી રૂપ-જ્વાળાનું પતંગિયું બનવા આવ્યા હતા. એ તો બળી મૂઆ અને મને ધીરે ધીરે બળવા પાછળ મૂકી ગયા. માળવા અને ગુજરાતના બાદશાહો સાથે યુદ્ધમાં જવા માટે મહારાણા રત્નસિંહે સમગ્ર મેવાડના યોદ્ધાઓને કરાલા દેવીના મંદિરમાં બોલાવ્યા હતા. બિચારા કુમાર ! મારા બાહુપાશમાંથી છૂટીને નિયત સમયે ન પહોંચી શક્યા. થોડી ક્ષણનો વિલંબ પણ મહારાણાથી ન સહેવાયો.

**ચારણી**—સમજાયું, દેવી ! હું બધું સમજી ચૂકી. મોડા આવવાના અપરાધ બદલ એમને મૃત્યુદંડ મળ્યો હતો ! એજ ક્ષણે તને આણવામાં આવી, ત્યાં જ લગ્ન થયું, સુહાગરાત ઉજવાઈ, અને બીજા દિવસના પ્રભાતે એમને ફાંસી અપાઈ.

**શ્યામા**—અહા, એ રાત કેટલી આનંદદાયિની હતી ! એ રાત્રી અમાસથી પણ કાળી અને શરદપૂર્ણિમાથી પણ ઊજળી હતી. જીવન અને મરણની એ સંધિ હતી ! મેવાડ, તારા ન્યાયનો એ દંભ ! હૃદયહીન વીરતાનું એ અભિમાન !

**ચારણી**—પ્રેમ ભલે આપણા સ્વાર્થનો સર્વનાશ કરે; પરંતુ કર્તવ્યના–બલિદાનના પંથે પગલાં ભરનારને એ એક ક્ષણ પણ થંભાવી રાખે તો એનું ગળું દાબવું જ પડશે. એ પ્રેમ નહિ, વાસના છે, મોહ છે. કુમાર મહારાણા રત્નસિંહના એકના એક પુત્ર, એમના જીવનનો આધાર, પૂર્ણ સ્નેહના અધિકારી, આશા, વિશ્વાસ અને સાંત્વન હતા. મેવાડને માટે એમણે પોતાને જ હાથે પોતાના આત્માના પ્રકાશને ફાંસી દીધી ! શું એમના પિતૃહૃદયને એથી જરા પણ દુઃખ નહિ થયું હોય ? કુમારની મમતા ઉપર શું તારો એકનો જ અધિકાર હતો ? વસ્તુસ્થિતિ તો એ હતી કે એમણે સંયમ કેળવ્યો

હતો, હૃદયને કચડી–દબાવીને કાબૂમાં રાખવાનું એ જાણતા હતા. કર્તવ્યપથ પર પ્રેમનું બલિદાન આપવાનું એ શીખ્યા હતા. બહેન, તું જ વિચાર કર કે રણનિમંત્રણકાળે કોઈ પણ સૈનિક એક ક્ષણમાત્રનો વિલંબ કરે એ મેવાડની કીર્તિને અનુરૂપ છે? એ મેવાડ કે જેની ક્ષત્રિયાણીઓ સ્વહસ્તે પતિઓને દેશની ટેક માટે કુરબાન થવા સજ્જ કરીને પાછા મોકલતી હતી! પુત્ર, પિતા, ભાઈ, પ્રિયતમ, પ્રિયતમા, પ્રાણ—સૌ કરતાં આપણો દેશ મોટો છે; આ સત્યને સમજ બહેન!

[ હાથમાં ખુલ્લી તલવાર સાથે વિજય પ્રવેશ કરે છે ]

**ચારણી**—દેશ સર્વપ્રથમ–સર્વોપરી છે! આ કોણ છે?

**શ્યામા**—એ પેલી સુહાગરાતની શીતલ આગ, આદિ અને અંતિમ સુખસ્વપ્નનું સ્મૃતચિહ્ન!

**ચારણી**—મારા આશીર્વાદ છે બેટા! મેવાડના રાજવંશની કીર્તિમાં વૃદ્ધિ કર! બાપ્પા રાવળના પવિત્ર રક્તના ગૌરવની રક્ષા કર! સ્વદેશ માટે સર્વસ્વ બલિદાન કરીને આનંદ માન!

**શ્યામા**—દેવી, તમારા તેજસ્વી શબ્દોએ આજે મને મોહ-નિદ્રામાંથી જાગ્રત કરી છે. તું સાચું જ કહે છે કે દેશ સર્વોપરી છે—સર્વશ્રેષ્ઠ છે. આપણાં દુઃખોની ક્ષુદ્ર સરિતાઓ દેશનાં કષ્ટ અને સંકટોના મહાસમુદ્રમાં લય પામી જવી જોઈએ. અરે બહેન! ગા, ફરીથી એકવાર પેલું ગીત ગા.

[ ચારણી ગાય છે, શ્યામા અને વિજય ઝીલે છે ]
[ સૌ ગાતાં ગાતાં જાય છે ]

ધન્ય-ધન્ય મેવાડ મહાન!

હિમગિરિ સા ઉન્નત યહ મસ્તક અખિલ વિશ્વ કા હૈ અભિમાન।

[ પડદો પડે છે ]

## દૃશ્ય ત્રીજું

**સમય** : સંધ્યા

**સ્થળ** : રાજભવનનો બગીચો

**[ મહારાણા વિક્રમાદિત્ય અને ચાંદખાં આંટા મારી રહ્યા છે ]**

**ચાંદખાં**—કેટલો ખુશનુમા છે તમારો દેશ! મહારાણા! આકાશ સાથે વાતો કરતા ઉત્તુંગ હરિયાળા પહાડો, કલકલ ને છમછમ કરતાં નાચતાં-કૂદતાં ઝરણાં, સમુદ્ર સાથે હોડ કરતાં વિશાળ તળાવો, સ્વર્ગનાં ઉપવનોને બાજુએ મૂકે તેવા બાગબગીચા, ઘાડાં જંગલો! જાણે પ્રકૃતિએ એની સમગ્ર સંપત્તિ અહીં જ ઠાલવી દીધી છે! જિંદગીનાં ગાન ગાતું ગાતું પ્રભાત અહીં આગમન કરે છે, હમદર્દીની છાયા મૂકતી સંધ્યા ચાલી જાય છે, રાહતની સેજ પાથરતી પાથરતી રાત્રી આવે છે—એટલે જ દુનિયા આ પ્રદેશને લાલચની નજરે નિહાળે છે ને! એ જ કારણે એને દૂર દૂરના શાહી લૂંટારા ઓનો સામનો કરવો પડે છે ને!

**વિક્રમ૦**—ચાંદખાંજી, ખરું જોઈએ તો પ્રકૃતિના ઐશ્વર્યોપભોગ અર્થે લોહી વહેવરાવવાની જરાય જરૂર નથી. એ તો માતાની જેમ, ગરીબ અને અમીર સૌને એનો પાલવ હલાવી આમંત્રે છે. શાહજાદા! આ તો સ્વાર્થરૂપી રાક્ષસ છે, જે આપણાં હૃદયોમાં બેસી એકબીજાનાં ગળાં ઉપર છરીઓ ચલાવરાવે છે.

**ચાંદખાં**—બરાબર, મહારાણા, આપનું કહેવું બરાબર છે!

આપણે પણ ખાઈએ અને આપણા ભાઇઓ પણ ખાય એવું આપણે ઇચ્છતા નથી. આપણે તો એ જ ઇચ્છા રાખીએ છીએ કે બધું અમે જ ખાઈએ અને બાકીની આખી દુનિયા ભૂખે મરે! જ્યાં સુધી આપણે હાથી ઉપર બેસી નીકળતા નથી અને બીજાઓને પગ ઘસતા જોતા નથી ત્યાં લગી આપણને આપણી મોટાઈની મજા જ નથી આવતી!

**વિક્રમ૦**—કેવું અધઃપતન! માનવતાનું કેવું અધઃપતન! તમારા ભાઈસાહેબને ગુજરાતની બાદશાહતથી પણ સંતોષ નથી. એમને તમારા ખૂનની તરસ છે! ભાઈને ભાઈના રકતનો તરસ્યો નિહાળી દિલમાં થાય છે કે આ સૃષ્ટિ આ ને આ ક્ષણે નષ્ટ–ભ્રષ્ટ થઈ જાઓ!

[ એક સામંત પ્રવેશ કરે છે. મહારાણાને અભિવાદન કરે છે ]

**વિક્રમ૦**—શું છે?

**સામંત**—ગુજરાતના બાદશાહનો દૂત આવ્યો છે.

**વિક્રમ૦**—ગુજરાતના બાદશાહનો દૂત! બહુ સારું, એને અહીં જ મોકલો.

[ સામંત જાય છે ]

**ચાંદખાં**—ચાલો, મારે માટે પેગામ આવી ગયો!

**વિક્રમ૦**—શાનો પેગામ?

**ચાંદખાં**—મોતનો.

[ દૂત પ્રવેશ કરે છે ]

**વિક્રમ૦**—બોલો, કેમ આવવું થયું?

**દૂત**—( પત્ર આપીને ) બાદશાહ સલામતે આ ફરમાન મોકલ્યું છે.

**વિક્રમ૦**—જોઉં, શું લખ્યું છે? લો વાંચો, ચાંદખાંજી તમે જ વાંચો!

[ ચાંદખાંને પત્ર આપે છે ]

**ચાંદખાં**—( પત્ર વાંચે છે )

"**મહારાણા સાહેબ !**

સલામ ! તમે ગુજરાતના એક બળવાખોરને આશરો આપ્યો છે. બિરાદરીના સંબંધ માટે એ હાનિકારક છે. આપ એને મારે હવાલે કરી દેશો. નહિ તો નછૂટકે મારે મેવાડ ઉપર ચડાઈ કરવી પડશે.

તમારો

**બહાદુરશાહ**"

[ મહારાણાનાં ભવાં ઊંચાં ચડી જાય છે, તે વિચારમાં પડે છે ]

**ચાંદખાં**—(ગુસ્સો દબાવીને)...હું બળવાખોર છું ! મહારાણા ! તમે શા કાજે ફિકર કરો છો ? મારે કારણે કશી જ આફત ન વહોરી લેશો, મને જવા દો.

**વિક્રમ૦**—ક્યાં ? મરવા માટે ? એ ન બને. આજ સુધી મેવાડમાં એવું બન્યું નથી. સૂર્ય પશ્ચિમમાં ભલે ઊગે પરંતુ મેવાડ એની ટેક નહિ છોડે !

**ચાંદખાં**—એનો મને ખ્યાલ છે, મહારાણા ! પરંતુ એક જાન માટે સમગ્ર દેશને બરબાદ કરવા નથી ઇચ્છતો. મને રજા આપો. હું પાછો ચાલ્યો જાઉં !

**વિક્રમ૦**—હરગિજ નહિ ! મારે હાથે તમને મોતના મુખમાં નહિ નાખી શકું.

**ચાંદખાં**—શું મોત હમેશાં મારા તરફનો માર્ગ ભૂલી જશે ? જો એક દિવસ બનવાનું જ છે તો પછી એ ભલે **આજે** જ બની જાય ! અને, ભાઈના હાથની તલવાર ખાઈને મરવામાં એક પ્રકારની મજા પણ રહેલી છે ને !

**વિક્રમ૦**—એ મજા હું આપને નહિ લૂંટવા દઉં. જે મેવાડ-માં પહોંચી ગયો તે મેવાડનો થઈ ગયો. આજથી તમારી ઇજ્જત

સમગ્ર મેવાડની ઇજ્જત છે, તમારી જિંદગી સમગ્ર મેવાડની જિંદગી છે. દોસ્ત, દોસ્તી સુખના દિવસોમાં ગળામાં હાથ નાખીને હસવા માટે જ નથી, વિપત્તિના કાળમાં એકબીજાનાં દુઃખોને પોતાનાં સમજવા માટે પણ છે. દૂત, તું જા, બાદશાહને કહી દેજે કે ખેદ સાથે કહેવું પડે છે કે, હું એમનો હુકમ નહિ માની શકું.

**ચાંદખાં**—એક મુસલમાનને ખાતર આટલો ઝઘડો?

**વિક્રમ૦**—શું કહ્યું? મુસલમાન માટે? શું મુસલમાન ઇન્સાન નથી? જાતિ અને ધર્મને નામે માનવતાના ટુકડા ન કરો!

**ચાંદખાં**—મહારાણા! તમારા વિચારો અત્યંત પવિત્ર અને ઉચ્ચ છે; પરંતુ, શું બધા રજપૂતો એ પસંદ કરશે? એક મુસલમાનને ખાતર હજારો હિંદુઓનાં લોહી!

**વિક્રમ૦**—તમે પણ મુસલમાન છો અને બહાદુરશાહ પણ મુસલમાન છે! છતાં શા કાજે એક મુસલમાન બીજા મુસલમાનનું ગળું કાપવા ઇચ્છે છે? ખરું જોતાં કોઈ યુગમાં ધર્મ સાથે ધર્મનું યુદ્ધ થયું જ નથી. હમેશાં એક સ્વાર્થ જ બીજા સ્વાર્થ સાથે લડ્યો છે. જો તમે અને હું દોસ્તો બનીને રહી શકીએ છીએ તો એવું તે શું કારણ છે કે તમારો અને મારો ધર્મ એકબીજાના ગળામાં હાથ નાખી ન રહી શકે?

**ચાંદખાં**—પરંતુ...પોતાના ધર્મનો ફેલાવો કરવાની ઇચ્છા...

**વિક્રમ૦**—સદંતર જૂઠાણું! માનવહૃદયના પ્રકાશનું નામ મજહબ છે. જેઓ મજહબનું નામ પોકારી તલવાર ઉઠાવે છે તેઓ દુનિયાને છેતરે છે, ધર્મનું અપમાન કરે છે. સાચો વીર તો એ જ છે, વીર રજપૂત તો એ છે કે જે ન તો હિંદુઓના જુલમનો હિમાયતી હોય કે ન તો મુસલમાનોના. એ તો ન્યાયનો સહોદર છે—આઝાદીનો દીવાનો છે. એને અત્યાચારી હિંદુ કરતાં ઈમાનદાર મુસલમાન વહાલો છે. એ અત્યાચારી મુસલમાનનો જેવો દુશ્મન છે તેથી પણ વધુ એ બેઈમાન

અને વિશ્વાસઘાતી હિંદુનો છે.

**ચાંદખાં**—તમે કાંઈક નવી વાત કરો છો !

**વિક્રમ૦**—નવી વાત ? જરાય નહિ. થોડાં વર્ષ પહેલાંના ઇતિહાસનાં પાનાં ઉલટાવી જુઓ ! મહારાણા સંગ્રામસિંહે દિલ્લીના બાદશાહ ઇબ્રાહીમ લોદીને કેટલીયે વાર યુદ્ધમાં પરાજિત કર્યો હતો, પરંતુ એ લોદી વંશ પર આફત આવી ત્યારે એ જ રાણા સાંગા ઇબ્રાહીમ લોદીના પુત્ર મહમુદ લોદીની મદદે ધાયા – એને પક્ષે રહી બાબર સામે યુદ્ધ ખેલ્યું. મેવાતના બાદશાહ હસનખાં પણ બયાના અને સિકરીનાં યુદ્ધોમાં એમની મદદમાં હતા. કોઈ કહી શકે છે કે મહમદખાં અને હસનખાં મુસલમાન નહોતા ? શું બાબર મુસલમાન નહોતો ? શા કાજે એ આપસમાં લડ્યા ? તોમર રાજા શિલાદિત્ય, જેણે રાણા સાંગા સાથે દગો રમી બાબરને સાથ આપ્યો અને રજપૂતો સામે તલવાર ઉઠાવી તે પણ હિંદુ હતો ! દોસ્ત, હું ફરી ફરીને કહું છું, અને સાચી વાત પણ એ જ છે કે, મજહબ આપસમાં લડતા જ નથી – થોડી વ્યક્તિઓના સ્વાર્થ જ આપસમાં લડે છે. ગરીબ અને ઈમાનદાર મનુષ્યો, ચાહે હિંદુ હો યા મુસલમાન, સદા પોતાના પડોશીઓ સાથે હળીમળીને જ રહ્યા છે – રહેશે.

**ચાંદખાં**—રાણાજી, તમે સાચું કહો છો ! હિંદુ અને મુસલમાન બન્ને હિંદુસ્તાની જ છે અને હિંદુસ્તાની જ રહેશે. બન્નેએ એક થઈને રહેવું પડશે. પરંતુ મુસલમાન વધારે કટ્ટર–વધારે સંકુચિત–મનના છે.

**વિક્રમ૦**—ના, એમ પણ નથી. માળવાના બાદશાહ મહમુદશાહને મહારાણા કુંભાએ છ મહિના સુધી કેદ કરી રાખ્યો હતો. પરંતુ એ જ મહમુદશાહે દિલ્લીના બાદશાહ વિરુદ્ધ કુંભાજીને સહાય કરી, એમને કાજે એ માથાં મૂકી લડ્યા. એ સમયે દગો કરીને શું એ પોતાનો બદલો નહોતા લઈ શકતા ? ઇતિહાસ કહે છે કે એ લડાઈની જીતનું શ્રેય કુંભાજીના કરતાં મહમુદશાહને જ વધારે હતું. કેવી

ઉદારતા એ મુસલમાનમાં ! વાસ્તવમાં માનવતા યા પશુતા ઉપર કોઇ ધર્મ યા જાતિનો ઇજારો નથી. થોડીએક વ્યક્તિઓના ગુણ-દોષને સમસ્ત કોમને માથે ઢોળી દેવા એ એક એવી ભૂલ છે કે જેને લોકો ભૂલ સમજતા જ નથી; પરિણામે એને સુધારી પણ નથી શકતા. પણ અરે, હવે આપણે ઊઠીએ. લડાઈને માટે નિરાંતે બેસી તૈયારી કરવાની છે. અત્યાચારીઓના આહ્વાનનો જવાબ દેવામાં મેવાડ કદી પાછું નથી પડયું. આજે પણ અતિથિ-રક્ષાના મહદ્ધર્મ સાથે રણ-ધર્મનું પણ એ પાલન કરશે.

[ બન્ને જાય છે ]

[પડદો પડે છે]

## દૃશ્ય ચોથું

**સ્થળ** : માંડૂનો રાજમહેલ

[ બહાદુરશાહ અને મુલ્લુખાં વાતચીત કરી રહ્યા છે ]

**મુલ્લુખાં**—બાદશાહ સલામત! મને તો લાગે છે કે રાણા વિક્રમાદિત્ય ચાંદખાંજીને આપને હવાલે નહિ કરે.

**બહાદુરશાહ**—ન કરે એ જ હું તો ઇચ્છું છું. અત્યારે મેવાડમાં આપસમાં ફૂટ છે. મેવાડીઓની લશ્કરી તૈયારીઓ નજીવી છે. હું તો આ જ ક્ષણે લડાઈ શરૂ કરી દેવા માગું છું.

**મુલ્લુખાં**—જહાંપનાહ! મેવાડ પર આફત આવતાં જ વિખરાયેલા મેવાડીઓ એક થઈ જશે. દેશ પર આફત આવતાં જ ઝઘડા ભૂલી જઈ જંગના મેદાન ઉપર કૂદી પડવું, એ જ તો એમની ખરી ખૂબી છે.

**બહાદુરશાહ**—બેશક, રજપૂતો ખરા વીરો છે, રાયસેનનો કિલ્લો જીતતાં કેટલી મુશ્કેલી ઉઠાવવી પડી હતી! સિલહદીરાય, લક્ષ્મણસિંહ અને ભોપટની બહાદુરી જોઈ હું તો દંગ થઈ ગયો હતો; પરંતુ આ બધાંમાં સૌથી આશ્ચર્યજનક દૃશ્ય તો રાણી દુર્ગાવતી સાતસો રજપૂતાણીઓ સાથે સ્વહસ્તે ભડભડતી આગની ચિતા ઉપર ચડી બળી ગઈ એ હતું. કઈ કોમની નારીઓ આ રીતે હસતાં હસતાં મોતને ભેટી શકે છે?

**મુલ્લુખાં**—દુર્ગાવતી રાણા સાંગા જેવા દિલેર પિતાની

દિલેર દીકરી હતી. જે કોમની સ્ત્રીઓ આવી હોય એ કોમના મરદોમાં વીજળી સમાન ચમક અને ઝંઝાવાત સમી શક્તિ કેમ ન હોય ?

**બહાદુર૦**—દિલ કેવળ ખૂનરેજી નથી ઇચ્છતું. હું માથું કાપવા નથી માગતો, માથું નમાવવા માગું છું.

**મુલ્લુખાં**—એ જ અસંભવિત છે. મેવાડનું માથું એવી ધાતુનું બન્યું છે જે ભાંગીતૂટી જાય છે, પણ નમતું કે વળતું નથી.

**બહાદુર૦**—એથી જ એને નમાવવાની વિશેષ કામના થાય છે. મેવાડ સાથે ગુજરાતના બાદશાહોની વંશપરંપરાની દુશ્મનાવટ છે. રાણા કુંભાએ ગુજરાત ઉપર મેળવેલ વિજયના ચિહ્ન સમો નાગોરનો દરવાજો આજે પણ ચિતોડમાં મોજૂદ છે. રાણા સાંગાએ કરેલી અબ્બાજાનની ગિરફતારી અમારી બેઇજ્જતીનું કલંક છે, જે મરતાં સુધી અમારાં દિલમાં ચોંટી રહેશે. પ્રતિપળે શ્વાસના એક એક ધબકારા સાથે મારા દિલમાં વેરની આગ ધખધખી ઊઠે છે. આગળ-પાછળનું કશું મને નથી સૂઝતું. વેર ! બસ વેર ! અબ્બાજાનની બેઇજ્જતીનો બદલો મેવાડીઓની બેઇજ્જતી...! ( થંભીને ) મુલ્લુખાં ?

**મુલ્લુખાં**—જી જનાબ !

**બહાદુર૦**—પોર્ટુગીઝ ગવર્નર નુનો દે કુન્હા હજી નથી આવ્યા ?

**મુલ્લુખાં**—આવતા જ હશે. ( જરા થંભીને ) બેઅદબી માફ કરો તો એક વાત કહું.

**બહાદુર૦**—કહો.

**મુલ્લુખાં**—મને તો આ ફિરંગી નથી ગમતો.

**બહાદુર૦**—એમ કેમ, સૂબેદાર !

**મુલ્લુખાં**—જે મનુષ્યના હાથમાં તલવાર હોય એની દોસ્તી

કરવામાં જોખમ નથી, પરંતુ જેના હાથમાં ત્રાજવું અને તલવાર બન્ને હોય એની દોસ્તી કરવી એ તો હાથે કરીને ફાંસો ખાવા સમાન છે.

**બહાદુર૦**—કેમ ?

**મુલ્લુખાં**—કારણ કે, તલવાર જ્યારે માથા ઉપર ખેંચાય છે ત્યારે સાફ નજરે પડે છે, પરંતુ ત્રાજવું તો દાંડીના ધડામાં ને ધડામાં ક્યારે આપણું સર્વસ્વ લૂંટી જાય છે એની ખબર નથી પડતી.

**બહાદુર૦**—વાત તો મુદ્દાની છે. જે પોર્ટુગીઝોએ ગુજરાતનાં પાટણ, પેંટ, માંગરોળ, થાણા, તળાજા અને મુઝફ્ફરાબાદને બાળીને ભસ્મ કરી નાખ્યાં, ચાર હજાર માણસોને ગુલામ બનાવી વિલાયત ભેગાં કર્યાં, એ શા કાજે આજે મારી મદદે આવ્યા છે? જરૂર, જરૂર, આમાં કાંઈક ભેદ છે!

**મુલ્લુખાં**—ભેદ એક જ છે કે તેઓ હિંદુસ્તાનની બાદશાહત ચાહે છે. એક તરફ તમને રજપૂતો સાથે લડાવીને નબળા કરી મૂકશે, બીજી તરફ દિલ્લીના તખ્તની હાલત ડામાડોળ છે જ. પછી એમને એમનું કાઢી લેતાં વાર નહિ લાગે.

**બહાદુર૦**—હાં .............. નહિ. નહિ, મેવાડનો બદલો તો લેવાશે જ. સૂબેદાર, જાણો છો? હું પણ દિલ્લીનો બાદશાહ થઈ શકું છું, પરંતુ જ્યાં સુધી મેવાડની કીર્તિ પહાડની જેમ માથું ઊંચું કરીને ઊભી છે ત્યાં લગી મને ચેન નહિ પડે. એને ધૂળ ભેગી કરવી જ પડશે. ગોરા તોપખાનાની મદદથી ચિતોડનો કિલ્લો જીતી શકાય એ માટે પોર્ટુગીઝોનો સાથ લેવો પડ્યો છે. લો, એ આવી પહોંચ્યા.

[ નુનો દે કુન્હા પ્રવેશ કરે છે ]

**બહાદુર૦**—પધારો ગવર્નર સાહેબ, બેસો; કેમ, આપનું તોપખાનું તૈયાર છે ને ?

**નુનો૦**—જી હા, પોર્ટુગીઝોની લડવાની પદ્ધતિ પણ આપ આ

વખતે જરા જુઓ. રજપૂતોને કબાબની જેમ શેકી ન નાખીએ તો થઈજ રહ્યું ને! પરંતુ, બાદશાહ સાહેબ, આ વિજયના ઇનામ તરીકે ડ્યુ ઉપર કિલ્લો બાંધવાની અમને પરવાનગી મળવી જોઈએ.

**બહાદુર૦**—એમાં શી હરકત છે? તમે આજથી જ કામ શરૂ કરાવી શકો છો.

**નુનો૦**— આપની કૃપા છે, બાદશાહ!

**મુલ્લુખાં**— સોદાગરોને કિલ્લો બાંધીને શું કરવું છે?

[ દૂત પ્રવેશ કરે છે; સૌ એના તરફ આતુરતાથી જુએ છે ]

**બહાદુર૦**—પાછા આવી ગયા? રાણાએ શો ઉત્તર આપ્યો?

**દૂત**—રાણાએ કહેવરાવ્યું છે કે બાદશાહના ભાઈ મેવાડના મહારાણાના પણ ભાઈ છે. એક ભાઈ એને મારવા ચાલ્યો છે તો બીજો એને બચાવવા બંધાયલો છે.

**બહાદુર૦**—હં.........ઠીક, તો મહારાણા પણ મરવા તૈયાર થઈ જાય! મુલ્લુખાં, સૈન્ય તૈયાર કરો. ગવર્નર સાહેબ, તમે તમારું તોપખાનું સૂબેદાર સાહેબને સુપરત કરી દો, આજે જ કૂચ કરવી છે.

**મુલ્લુખાં**—જેવો હુકમ!

[ મુલ્લુખાં અને નુનો જાય છે ]

**બહાદુર૦**—બસ, આ વખતે બધી જ લેણદેણ ચૂકતે થઈ જશે—વંશપરંપરાની દુશ્મનાવટની પાઈએ પાઈ ચૂકતે થઈ જશે! (આકાશતરફ જોઈને) અબ્બાજાન! તમે સ્વર્ગમાં બેઠા બેઠા બધું નિહાળી રહ્યા છો. તમારો એક પુત્ર તમારી બેઇજ્જતી કરનાર દુશ્મનને જઈ મળ્યો છે, બીજો એનો બદલો લેવા જાય છે. બોલો, અબ્બાજાન, બોલો, આપનો શો આદેશ છે? (ઘૂંટણે પડી હાથ જોડી બેસે છે) સાંભળ્યું! સમજ્યો; હાં......તમને ત્યારે જ શાંતિ

વળશે જ્યારે મેવાડ ધૂળમાં મળી જશે! એમ જ થશે, અબ્બાજાન! એમ જ થશે.

[ શાહશેખ ઓલિયાનો પ્રવેશ ]

**બહાદુર૦**—કોણ? ઉસ્તાદ?

**શાહ૦**—બેટા, આ શું થઈ રહ્યું છે?

**બહાદુર૦**—બદલો! શાહસાહેબ! બદલો!

**શાહ૦**—ભૂલે છે, બહાદુર, ભૂલે છે! હિંદમાં રહેનારા મુસલમાનો પણ હિંદુ છે. શા કાજે પોતાના જ ભાઈઓનું લોહી વહેવરાવવા માગે છે? જે ડાળ ઉપર બેઠો છે એને જ કાપવા શીદને તત્પર બન્યો છે?

**બહાદુર૦**—પરંતુ............અબ્બાજાનની બેઇજ્જતીનો બદલો............

**શાહ૦**—કોની પાસે બદલો? રાણા સાંગા તો ચાલ્યા ગયા. મેવાડની ગરીબ જનતાનો શો અપરાધ છે? ખુદાની આ બેગુનાહ દુનિયાએ તારું શું બગાડ્યું છે? એ પણ પરવરદિગાર અલ્લાતાલાની લાડીલી ઓલાદ છે. તું એમને હેરાન કરશે તો ખુદા કોપાયમાન થશે. અને કેવળ બદલાની ભાવનામાં પણ તું આ ઝઘડો નથી વહોરી રહ્યો. તારા દિલ ઉપર હાથ મૂકીને એને પૂછ! સલ્તનતની વૃદ્ધિ કરવાની લાલચ એની પાછળ નથી છુપાઈ? ભાઈના ખૂનથી તૃપ્ત થનારી શાહી તૃષા એની પાછળ નથી રહી?

**બહાદુર૦**—સાહેબ! ચાંદખાં બળવાખોર છે અને બળવાખોરને નાબૂદ કરવો એ ન્યાય અને શાંતિનું પહેલું પગથિયું છે, એનો તમે પણ ઇન્કાર નહિ કરો. અને આ રજપૂતો? આ જમાનાની અમારા માર્ગની એ સૌથી મોટી આડખીલી છે. શું હરકોઈ ભલા આદમીએ પોતાનો રસ્તો સાફ ન કરવો જોઈએ?

**શાહ૦**—કૃતજ્ઞતા ભૂલેલા બહાદુર! દક્ષિણનો વિજય ગ્વાલિયરના રજપૂત રાજા અને રાણા સાંગાના ભત્રીજા શ્રીપતરાયની મદદથી જ મેળવ્યો હતો એ ભૂલી ગયો કે! ઉપકારકો અને મદદનીશોની જમાત સામે લડાઈ લેવી એ તો જિંદગીના ફળતા-ફૂલતા, સીધા સાદા માર્ગમાં ખાઈ ખોદવા સમાન છે. રજપૂત દરિયાદિલ હોય છે. એમની દુશ્મનાવટ લડાઈના મેદાન સુધી જ રહે છે. તેઓ બાપનો બદલો બેટા પાસેથી નથી લેતા. રજપૂતો કોઈ કોમના દુશ્મન નથી, એ તો બેઇન્સાફી—અન્યાયના દુશ્મન છે; ઇન્સાફ—ન્યાયના સાથી છે. તારામાં માનવતા હશે તો તું એમની સાથે દોસ્તી કરશે. આ વીર કોમ સાથે જો દુશ્મનાવટ કરી તો તારી સલ્તનત પણ ધૂળ ભેગી થઈ જશે. બહાદુર! હજીયે સાવધાન બન! વિચાર કરીને કદમ ઉઠાવ!

[ જાય છે ]

**બહાદુર૦**—સાચું, સાચું, તમે સાચું કહો છો શેખ સાહેબ! રજપૂત કોઈના દુશ્મન નથી. 'આ બહાદુર કોમને દુશ્મન ન બનાવ!' અબ્બાજાન, શું તમે પણ એમ જ ઇચ્છો છો? ( થંભે છે, આકાશ તરફ નજર વાળે છે. ઉત્તેજિત થઈ જાય છે. ) નહિ? બસ, તો તો બીજો માર્ગ જ નથી. ઠીક, ઠીક, તો તો બદલો લેવાશે જ; ભલે સલ્તનત ધૂળમાં મળે! ખાનદાન કુળની ઇજ્જત એ સલ્તનતથી પણ મોટી છે. ( ડોક નમાવી ચોંકી ઊઠે છે ) હં...કોઈ દિલમાં પોકાર પાડે છે...કુળની ઇજ્જત કરતાં માનવતા મોટી છે...નહિ, નહિ, આ પોકારનું ગળું દાબી દઈશ.

[ જાય છે ]

( પડદો પડે છે )

## દૃશ્ય પાંચમું

**સ્થળ :** મહારાણા વિક્રમાદિત્યનો રાજમહેલ

[ **દરબાર ભરાયેલો છે. વચમાં સિંહાસન છે. સિંહાસન ઉપર મહારાણા વિક્રમાદિત્ય બેઠા છે. એમની બન્ને બાજુએ ઝાલરના** સોનિંગરારાવ, આબુના દેવડારાવ, પ્રતાપગઢના વાઘસિંહ, બુંદીના રાજકુમાર અર્જુનસિંહ, મેવાડના **સેનાપતિ,** ભીલરાજ તથા બીજા **સામંતો** બેઠા છે ]

**વિક્રમ૦**—મેવાડીવીરો ! તમને શા કાજે તકલીફ આપવી પડી છે તે તો તમે સૌ જાણો જ છો. જન્મભૂમિ પર સંકટનાં વાદળ ઘેરાઈ રહ્યાં છે, ગુજરાતની સેના મેવાડ ઉપર આક્રમણ કરવા કૂચ કરી ચૂકી છે.

**એક સામંત**—સૌ કોઈ એ જાણે છે, મહારાણા ! પરંતુ આજની સ્થિતિમાં કરી પણ શું શકાય ?

**બીજો સામંત**—નિરંતર લડતાં લડતાં યુદ્ધોમાં જ મેવાડીઓનાં છસો વર્ષ વીતી ગયાં. સુખ અને આરામનું કોઈએ મોં પણ નથી જોયું ! આ અસ્વાભાવિક દશા ક્યાં સુધી નભે ?

**સેનાપતિ**—આપણું સૈન્ય પણ ખૂબ નાનું છે.

**પહેલો સામંત**—બહાદુર સાથે ગુજરાત અને માળવાની સેનાઓ તો છે જ; ઉપરાંત પોર્ટુગીઝોનું યુરોપીય તોપખાનું પણ છે.

તોપો સાથે લડવાની શક્તિ તલવારોમાં તો હોય જ ક્યાંથી ? દુનિયામાં ધર્મયુદ્ધ તો નજરે પણ નથી ચડતું.

**વિક્રમ૦**—સોનિંગરારાવજી, તમારો શો અભિપ્રાય છે ?

**સોનિંગરાવ**—અરે ભલા, અમારા અભિપ્રાયની પણ આપને જરૂર પડી ? એ દિવસ આવ્યો ખરો !

**વિક્રમ૦**—ભીલરાજ, તમે શું કહો છો ?

**ભીલરાજ**—હું તો નીચ માણસ કહેવાઉં; રાજકાજનાં કામોમાં હું શો અભિપ્રાય આપું ?

[ કર્મવતી અને ચારણી પ્રવેશ કરે છે, બધા ઊભા થઈ જાય છે ]

**કર્મવતી**—ભીલરાજ !

**ભીલરાજ**—મા......!

**કર્મવતી**—જૂની વાતો હજીયે નથી ભૂલ્યા ? જ્યારે સમસ્ત દેશ પર આફત ઊતરી હોય ત્યારે પોતાનાં વ્યક્તિગત અપમાનોનો વિચાર કરવાનું ભીલરાજ ક્યારથી શીખ્યા ?

**ભીલરાજ**—અપમાનનું બાણ તો આ દેહની સાથે...

**કર્મવતી**—પરંતુ..., શું દેશનું અપમાન તમારું અપમાન નથી ? દેશ ગુલામ થશે ત્યારે તમે અને તમારું કુટુંબ ગુલામીની જંજીરોમાંથી મુક્ત રહેશે ? જે મેવાડની તસુએ તસુ ભૂમિ તમારા પૂર્વજોના લોહીથી છંટાયેલી છે, એ ભૂમિ નીચે મુખે શત્રુને સોંપી દેશો ? બોલો ! બોલો !

**ભીલરાજ**—એ કેમ બને, દેવી ?

**પહેલો સામંત**—પરંતુ આપણી પાસે એટલી શક્તિ ક્યાં છે ?

**સેનાપતિ**—અને આપણી પાસે એટલી સેના પણ ક્યાં છે ?

**કર્મવતી**—પાતાળ ફોડીને સેના નીકળશે, આસમાનમાંથી સેના ઊતરશે, મેવાડના વીરોને જિંદગીનો મોહ? હું શું જોઈ રહી છું? સ્વામી! આજે તમને શું થતું હશે? જે મેવાડનું મસ્તક તમે તમારા પ્રાણનું બલિદાન ચડાવીને ગર્વથી ઊંચું કર્યું હતું, તે જ મેવાડ આજે ઇચ્છાપૂર્વક શત્રુના ચરણમાં નમી રહ્યું છે! અને આ બધું થઈ રહ્યું છે—તમારી સ્ત્રીની નજર સામે, એની હયાતીમાં!

**સોનિંગરારાવ**—નીતિ તો કહે છે કે આ ટાણે સંધિ કરી લેવામાં ડહાપણ છે.

**કર્મવતી**—છટ્, આવું ઉચ્ચારવું એ તો મેવાડના દિવંગત શહીદોનાં અંતિમ રક્તબિંદુઓનું અપમાન કરવા સમાન છે. મેવાડે કોઈની સામે નમીને સંધિની પ્રાર્થના કરી હોય એવું કદી કોઈએ સાંભળ્યું છે? તમે સૌએ શા માટે આજે મેવાડનું ગૌરવ ધૂળમાં મેળવી દેવાનો નિશ્ચય કરી લીધો છે? સંધિ! સોનિંગરારાવજી! આ શબ્દ મુખમાંથી બહાર કાઢતાં તમને શરમ ન આવી? એટલા માટે આવડી લાંબી તલવાર લટકાવી છે? લડતાં લડતાં ખપી જવું યા વિજય પ્રાપ્ત કરવો એ બે જ માર્ગ રજપૂતો જાણે છે. આ 'સંધિ' શબ્દ તમે શીખ્યા ક્યાંથી? જીવનનો આટલો બધો મોહ હોય તો ચૂડીઓ પહેરી બેસી રહો! લાવો, તલવાર મને સુપરત કરી દો.

**સોનિંગરારાવ**—મારો ઇરાદો એવો નહોતો...અમને એટલા બધા નામર્દ ન સમજો.

**વાઘસિંહ**—ટેકને ખાતર મરી ફીટવાનું અમે રજપૂતો હજી ભૂલ્યા નથી.

**કર્મવતી**—એ મને બરાબર ખબર છે; અને મારા વીરો, એ જ કારણે તમને આટલું કહું છું. મહારાણા વિક્રમાદિત્યનાં પાછલાં કાર્યોથી તમે સૌ અસંતુષ્ટ છો, એ અનુચિત પણ નથી, પરંતુ જરા વિચાર તો કરો કે એક વ્યક્તિના અપરાધને કારણે સમસ્ત મેવાડને દંડ દેવો

એ ક્યાંનો ન્યાય છે? દેશનું અપમાન આપણાં સૌનાં માન-અપમાનથી પર છે. દેશની તુલનામાં રાણા તો ગૌણ છે.

**એક સામંત**—પણ તો અમે કરીએ શું?

**કર્મવતી**—એ પણ પૂછવાનું હોય? એ જ કરો જે તમારા પૂર્વજો આવા અવસરોએ કરતા હતા. જે ગોરા અને બાદલ વીરે કર્યું હતું, જે લખનજી અને એમના અગિયાર પુત્રોએ કર્યું હતું; તમે સૌ એ જ કરો! વિજય અને વીરગતિ બન્ને શ્રેયસ્કર છે. એમાંથી જે પ્રાપ્ત થાય તેને ભેટવા સિવાય બીજું તમારે કરવાનું શું છે? તમે રજપૂત છો, ક્ષત્રિય છો, અગ્નિપુત્ર છો, પ્રલય અને ભૂકંપ સમાન અજેય છો–અનિવાર્ય છો. તમારા હુંકારથી શત્રુની છાતી ભાંગીને ભુક્કો થઇ જશે. ઊઠો, વિલંબ શા કાજે?

**બધા**—(ઉત્તેજિત થઈને) એમ જ થશે, મા! એમ જ થશે.

**ચારણી**—જય, મેવાડ ભૂમિની જય, મહારાણી કર્મવતીની જય!

**કર્મવતી**—બસ, ઊઠો, આ જ ક્ષણે યુદ્ધ માટે કૂચ કરો.

**બધા**—જેવી આજ્ઞા.

**કર્મવતી**—ચારણી, એક પ્રસંગોચિત ગૌરવગીત ગા જોઈએ!

[ ચારણી ગાય છે ]

જય-જય-જય-મેવાડ મહાન્!
તેરે કણ-કણ મેં જીવન હૈ,
મૂર્તિમાન તૂ નવયૌવન હૈ,
પ્રલયભરી તેરી ચિતવન હૈ,
તૂ આઁધી હૈ, તૂ તૂફાન!
જય-જય-જય મેવાડ મહાન!

તેરી ઉન્નત રક્ત-નિશાની,
વજ્રઘોષ હૈ તેરી વાણી,
તેરી તલવારોં કા પાની,

તૃપ્ત કર રહા રણુ કે પ્રાણુ
જય-જય-જય મેવાડ મહાન !

તેરી ગૌરવમયી કહાની,
પ્રાણોં મેં ભર રહી જવાની,
બલિ-પથ પર બન કર દીવાની,
જાતી હૈ તેરી સંતાન !
જય-જય-જય મેવાડ મહાન !*

[ ચારણી ગાય અને સૌ પાછળ પાછળ ગાયન ઝીલતાં રહે એ સ્થિતિમાં સૌ જાય છે ]

[ પડદો પડે છે ]

* હે મહાન મેવાડ ! તારો જય હો. તારા કણે કણમાં જીવન ભરેલું છે, તું મૂર્તિમંત નવયૌવન છે, તારી નજર પ્રલયથી ભરેલી છે, તું વંટોળિયો છે, તું તોફાન છે. હે મહાન મેવાડ ! તારો જય હો !

તારી લોહીરંગી ઉન્નત નિશાની, વજ્ર સમી તારી વાણી અને તારી તલવારોની તાકાત રણમેદાન ઉપર પ્રાણોને તૃપ્ત કરી રહ્યાં છે. હે મહાન મેવાડ ! તારો જય હો !

તારો ગૌરવભર્યો ઇતિહાસ અમારા પ્રાણોમાં જુવાની રેડી રહ્યો છે અને તારાં બાળકો દીવાનાં બનીને આહૂતિને માર્ગે ચાલ્યાં જાય છે. હે મહાન મેવાડ ! તારો જય હો !

## દૃશ્ય છઠ્ઠું

**સ્થળ:** ચિતોડગઢનો અંદરનો ભાગ.

[ રાણી કર્મવતી, જવાહરબાઈ તથા બીજી ક્ષત્રિયાણીઓ થાળીઓમાં રાખડીઓ ગોઠવીને ઊભા છે. વીર ક્ષત્રિયો રાખડીઓ બંધાવવા આવી રહ્યા છે ]

[ બહેનો ગાય છે ]

પ્રેમ-પર્વ આ પહુઁચા આજ,
રખો, બંધુ, બહનોં કી લાજ.
વહ બલિ-વેદી રહી પુકાર,
મર મિટને કો હો તૈયાર.
ભાઈ, લો, પકડો તલવાર !
રણ કે આજ સજા લો સાજ,
રખો, બંધુ, જનની કી લાજ !

નભ મેં ગરજ રહે ઘન-ઘોર
ઉધર શત્રુ દલ કરતા શોર,
ચઢી કાલ કી ભૃકુટિ કઠોર,
પહનો બંધુ મરણ કા તાજ,
જન્મભૂમિ કી રખ લો લાજ.

તાર-તાર મેં ભર કર પ્યાર,
લાયીં હમ રાખી અવિકાર,
ઇનકો કરો, વીર, સ્વીકાર,

ફિર રિપુ પર ટૂટો બન ગાજ !
વીર, મરણ કે સજ લો સાજ !

જન્મભૂમિ હો રહી અનાથ,
વે હી આજ બઢાવેં હાથ,
જિન્હેં ન પ્યારા હો નિજ માથ,
મૈં કા ઋણ ચુક જાય સબ્યાજ !
પ્રેમ-પર્વ આ પહુંચા આજ.*

[ બહેનો તિલક કરી ભાઇઓને રાખડીઓ પહેરાવે છે, હાથમાં તલવારો આપે છે ]

**કર્મવતી**—આવી રંગભરી બળેવ મેવાડમાં કદી નહિ ઊજવાઈ હોય ! ભાઈઓ, ક્ષત્રિયાણીઓની રાખડીઓ સસ્તી નથી હો ! બ્રાહ્મણોની જેમ પૈસા લઈ અમે રાખડી નથી બાંધતાં ! અમારા આ દોરા તો સર્વસ્વના બલિનું દાન માગે છે. જેની રગેરગમાં જીવન અર્પણ કરી દેવાનો ઉમંગ હોય એ જ રાખડીઓ સ્વીકારજો !

**એક ક્ષત્રિય**—મેવાડના ક્ષત્રિયોને એ ફરીથી સમજાવવાની

---

* આજે પ્રેમનું પર્વ આવી પહોંચ્યું છે. ભાઈઓ, બહેનોની આબરૂ સાચવો. આહૂતિની વેદી પોકાર કરી રહી છે. મરી ફીટવાને તૈયાર થાઓ. હે ભાઈઓ, તલવાર ઊઠાવો, અને રણના સાજ સજી લો. ભાઈઓ, માતાની લાજ રાખો.

આકાશમાં ઘનઘોર વાદળાં ગરજી રહ્યાં છે. ત્યાં શત્રુના લશ્કરો શોરબકોર મચાવી રહ્યાં છે. કાળે પોતાની ભૃકુટિ કઠોર રીતે ચડાવી દીધી છે. તો હે ભાઈઓ, મૃત્યુનો મુગટ પહેરી લો અને જન્મભૂમિની આબરૂ રાખો.

પ્રત્યેક દોરામાં પ્રેમ ભરીને અમે આ શુદ્ધ રાખડીઓ લાવ્યાં છીએ. હે વીરો, તેનો સ્વીકાર કરો અને પછી દુશ્મનો ઉપર વીજળીની માફક તૂટી પડો. હે વીરો, મૃત્યુના વાઘા સજી લો.

આપણી જન્મભૂમિ અનાથ બની રહી છે. જે પોતાનું માથું વહાલું કરવા ન માગતા હોય તે જ આજે હાથ લંબાવે, જેથી માતાનું દેવું વ્યાજ સાથે ભરપાઇ થાય. આજે પ્રેમનું પર્વ આવી પહોંચ્યું છે.

જરૂર નથી, મા ! સદીઓથી અમે હસતાં હસતાં પ્રાણ અર્પણ કરતા આવ્યા છીએ. અમારી એ સનાતન-શક્તિનો ઝરો બીજે ક્યાં છે ? બહેનોની રાખડીઓના આ દોરા જ અમને બળ આપતા આવ્યા છે.

**અર્જુન**—બહેન, તારા ભાઈ માટે તો આ રાખડી જ એક મોટો ધ્રુવતારો છે. આજે એ મૃત્યુનો પથ ચીંધી રહી છે ત્યારે શું એના આદેશની અમે અવગણના કરીશું ? કેવળ નકશાની લીટીઓ જોઈને તો દેશ ખાતર પ્રાણ ન આપી શકાય. આ રાખડીના દોરાઓ દ્વારા તેં જ એ લીટીઓનું સાચું મહત્ત્વ સમજાવ્યું છે. જેમ આ દોરાઓમાં અસીમ સ્નેહ, મમત્વ, વેદના અને આશીર્વાદ ભર્યાં છે એ જ રીતે એ લીટીઓમાં પણ એ બધું જ સંગ્રહિત થયેલું છે. આ દોરા એ લીટીઓનાં પ્રત્યક્ષ પ્રતીકો છે.

**કર્મવતી**—ધન્ય છે, વીરો, ધન્ય છે ! તમારી પાસેથી આવી જ આશા રાખી હતી. આવો ! આવો ! રાખડીના આ બંધનમાં બંધાઈને પ્રતિજ્ઞા કરો કે આ દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી મેવાડના ધ્વજને નહિ નમવા દઈએ.

**બધા**—એમ જ થશે, મા, એમ જ થશે.

**કર્મવતી**—મેવાડના સુપુત્રો, તમે જ મેવાડનું ગૌરવ છો, તમારી કીર્તિ અમર થાઓ ! જાઓ, જાઓ, રણભૂમિ તમારી પ્રતીક્ષા કરતી ઊભી છે.

[ પ્રણામ કરી ક્ષત્રિયો વિદાય લે છે ]

**કર્મવતી**—બહેનો, જાઓ, ઘરમાં જાઓ અને ઘેરે ઘેર વીર-વ્રતની તૈયારીઓ કરો. [ સ્ત્રીઓ જાય છે ]

**કર્મવતી**—વાઘસિંહજી, તમે રોકાજો. જવાહરબાઈ, તમે પણ.

[ વાઘસિંહ અને જવાહરબાઈ રોકાય છે ]

**કર્મવતી**—હં, વાઘસિંહજી, યુદ્ધના શા સમાચાર છે ?

**વાઘસિંહ**—રજપૂતો વીરતાપૂર્વક લડી રહ્યા છે, પરંતુ આપણું સંખ્યાબળ ખૂબ ઓછું છે; બીજી તરફ શત્રુઓનું યુરોપીય

તોપખાનું આગ વરસાવી રહ્યું છે. એનો સામનો તલવારોથી તો ન થઈ શકે. આપણે મરવું છે. હસતાં હસતાં મરશું, ઘણાને મારીને મરશું; પરંતુ દુઃખની વાત તો એ છે કે મરીને પણ મેવાડની માનરક્ષા નહિ કરી શકીએ.

**કર્મવતી**—વિષમ પરિસ્થિતિ છે. સ્વામી હયાત નથી! એમની હયાતિમાં મેવાડ સામે આંખ ઊંચી કરવાની પણ કોની હિંમત હતી! એમની હાકથી બૃહદ મેવાડમાં પણ દૂર દૂર અત્યાચારીઓનાં કલેજાં કંપી ઊઠતાં હતાં, તો મેવાડની સીમામાં પગ મૂકવાનું સાહસ તો કોણ કરે? વાઘસિંહજી, આપણે આંતરિક વૈમનસ્યની આગમાં સ્વહસ્તે સર્વસ્વ સ્વાહા કરી મૂક્યું!

**વાઘસિંહ**—દેવી, હવે પશ્ચાત્તાપ શા કાજે? હવે તો અમને માર્ગ બતાવો, આવા પ્રસંગોમાં વિવેકબુદ્ધિ અનુશાસનનો આશરો લેવા ઇચ્છે છે.

**કર્મવતી**—એક ઉપાય મને સૂઝે છે.

**વાઘસિંહ**—શો?

**કર્મવતી**—હુમાયુને હું રાખડી મોકલું.

**જવાહરબાઈ**—હુમાયુને? એક મુસલમાનને ભાઈ બનાવશો?

**કર્મવતી**—ચોંકે છે શા માટે, જવાહરબાઈ? મુસલમાન પણ મનુષ્ય છે. એમને પણ બહેનો હોય છે. જરા વિચાર તો કર બહેન, કે, શું તેઓ મનુષ્ય નથી? શું એમનામાં હૃદય નથી? તેઓ ઈશ્વરને ખુદાને નામે પોકારે છે, મંદિરમાં ન જતાં મસ્જિદમાં જાય છે. શું એટલા માટે આપણે એમના પ્રત્યે ઘૃણા રાખવી ઘટે?

**વાઘસિંહ**—પરંતુ...બીજી પણ મુશ્કેલીઓ તો છે. શું હુમાયુ ભૂતકાળનું વેર ભૂલી શકશે? સિકરીના યુદ્ધમાં પડેલાં ઘાનાં નિશાનો શું આટલી સહેલાઈથી ભૂંસાઈ જશે?

**કર્મવતી**—અમારી રાખડી શીતળ લેપ છે, જે બધા જ ઘાને રૂઝાવી દેશે; એ વરદાન છે, જે તમામ વૈરભાવોને બાળીને ભસ્મ કરી

મૂકશે. રાખડી મળ્યા પછી પણ શું કોઈ વેર-વિરોધને યાદ રાખી શકે?

**જવાહર૦**—પ...રં...તુ...શત્રુ પાસે સહાયની યાચના કરવી એ શું મેવાડની મર્યાદાને અનુકૂળ છે?

**કર્મવતી**—અમારો શત્રુ જ અમારું ગૌરવ છે. ચતુર શત્રુને સદાને માટે શત્રુ રાખવો એમાં માનવતા નથી. હુમાયુ વીર છે—વીરપુત્ર છે. વિગ્રહ અને સંધિ બન્નેમાં એ મેવાડીઓનો યોગ્ય પ્રતિપક્ષી છે. એને ભાઈ બનતાં આવડે છે. આવા વીરની બહેન થતાં તો કોઈ પણ ક્ષત્રિયાણીને ગર્વ થવો જોઈએ.

**જવાહર૦**—મુસલમાન તો હિંદુસ્તાનના શત્રુ છે.

**કર્મવતી**—ના બહેન, એવું ન બોલ; એમને પણ હિંદમાં જીવવું-મરવું છે. આપણી જેમ જ હિંદ એમની પણ માતૃભૂમિ બની ચૂકી છે. હવે કાંઈ એમને કાફલાઓમાં ભરી પાછા ન મોકલી શકાય. એમને અહીં રહેવું પડશે — આપણે એમને રાખવા પડશે. તેઓ આપણને ભાઈ સમજે, આપણે તેમને. આ જ સ્વાભાવિક અને ઉચિત સ્થિતિ છે. આ વિકટ પરિસ્થિતિમાં મેવાડની રક્ષાનો બીજો ઉપાય જ કયો છે? વાઘસિંહજી, તમે જ કાંઈક બતાવો ને! કેમ, તમારી સંમતિ છે?

**વાઘસિંહ**—અમે તો આજ્ઞાપાલન કરવાનું જાણીએ, સંમતિ દેવાનું નહિ.

**કર્મવતી**—ઠીક, તો તો એમ જ થશે. ભ્રાતૃભાવ અને મનુષ્ય ઉપર વિશ્વાસ રાખી હુમાયુની પરીક્ષા કરી જોઈએ. લો આ રાખડી અને આ પત્ર. બન્ને આજે જ દૂત સાથે બાદશાહ હુમાયુને મોકલી આપો.

[ રાખડી અને પત્ર આપે છે ]

**જવાહર૦**—વાત તો ઠીક છે. આપણે પણ જોશું કે કોણ કેટલા પાણીમાં છે. આ બહાને એક મુસલમાનની માનવતાની પરીક્ષા થશે અને એ પણ જાહેર થશે કે એક રજપૂતાણીની રાખડીમાં કેટલી શક્તિ ભરી છે!

[ પડદો પડે છે ]

# અંક બીજો

## દૃશ્ય પહેલું

સ્થળ : ધનદાસ શેઠનો મહેલ

[ હાથમાં મહોરોથી ભરેલી થેલી લઈને ધનદાસ શેઠ પ્રવેશ કરે છે ]

**ધનદાસ**—[ તૃષાતુર નજરે થેલી તરફ જોતાં જોતાં ]

" પિતુ-માતુ, સહાયક, સ્વામી, સખા, તુમ હી ધનદેવ ! હમારે હો ! * "

[ બીજી તરફથી ધનદાસનો દીકરો મૌજીરામ શ્લોક વાંચતો વાંચતો પ્રવેશ કરે છે ]

**મૌજીરામ**—" पिबन्ति नद्यः स्वयमेव नोदकं
स्वयं न खादन्ति फलानि वृक्षाः ।
धाराधरो वर्षति नात्महेतवे,
परोपकाराय सतां विभूतयः ॥ "+

**ધનદાસ**—અરરર, ઇષ્ટદેવની સ્તુતિમાં વિઘ્ન નાખ્યું ? આ શું અગડમ્ બગડમ્ બકી રહ્યો છે ?

**મૌજીરામ**—હું તો કહેતો હતો કે...

" पिबन्ति नद्यः स्वयमेव नोदकम् "

---

* હે ધનદેવ, તું જ મારાં પિતામાતા, સહાયક, સ્વામી અને મિત્ર બન.

+ નદીઓ પોતાનું પાણી પોતે પીતી નથી, વૃક્ષો પોતાનાં ફળ જાતે ખાતાં નથી, વરસાદ પોતાના માટે વરસતો નથી; સાધુ પુરુષોનું જીવન પરોપકાર અર્થે જ છે.

**ધનદાસ**—અરે! સ્વર્ગલોકની ભાષા ન બોલ! એનો અર્થ બતાવ, અર્થ!...

**મોજીરામ**—અર્થ? કેવળ અર્થ જ? તમે તો સર્વત્ર અર્થ-લાભ જ ઇચ્છો છો! ત્યારે પિતાજી, જરા સાંભળો: હું કહેતો હતો કે નદીઓ સ્વયં પોતે પાણી નથી પીતી, વૃક્ષ પોતાનાં ફળ પોતે જ નથી ખાતાં, વાદળાં પોતા કાજે વરસાદ નથી વરસાવતાં; આમ જે સત્પુરુષો છે તેમની સંપત્તિ – ઐશ્વર્ય – નો ઉપયોગ પણ સર્વદા બીજાઓના ઉપકાર અર્થે જ થાય છે.

**ધનદાસ**—હાય! હાય! ' બૂરા વંશ કબીર કા, ઊપજે પૂત કમાલ!' તું જરૂર મને ને મારા વંશને ભિખારી બનાવવાનો?

**મોજીરામ**—વાહ રે પિતાજી! હું તો તમારી સ્તુતિ કરતો હતો, આપના સમાન સજ્જન...

**ધનદાસ**—હું? અને વળી...સજ્જન? હા...હા...હા...મોજી. આ સજ્જનતાની હવા લાગતાં જ તિજોરીઓનું બધું જ ધન પવનની જેમ ઊડી જાય છે! સજ્જનતા તો મારાથી એવી દૂર રહે છે કે... જાણે...બસ, બસ, અહીં જ મારું મગજ કામ નથી કરતું. ઉપમા દેતાં તો મને આવડતું જ નથી.

**મોજીરામ**—જાણે ગધેડાના માથાનાં શીંગડાં...

**ધનદાસ**—કેમ રે...મારું અપમાન કરે છે?

**મોજીરામ**—હા...હા...હા...! તમારું અપમાન! તે દિવસે જ્યારે તમે રાજમહેલમાંથી પાદપ્રહારનો આનંદ લૂંટી આવ્યા હતા ત્યારે તો તમે જ હસતાં હસતાં કહ્યું હતું કે, ' વેપારીને માટે અપમાન જેવું કાંઈ હોતું જ નથી!'

**ધનદાસ**—મારી કેળવણી મારા જ ઉપર...?

**મોજીરામ**—ઠીક, ઠીક, પિતાજી! તમે સજ્જન નથી એવું

કેમ કહો છો ? આ શ્લોક તો આખોયે તમનેજ લાગુ પડે છે. તમે ધનનો ઢગલો શા કાજે કર્યો છે? જાતે તો ફાટેલ પહેરણ, થીગડાંવાળું ધોતિયું અને દોઢ હાથની પાઘડી બાંધો છો. આ ધન તો બધું પરોપકાર માટે એકઠું કર્યું છે ને! તમે સ્વર્ગના સુવર્ણભવનમાં જશો ત્યારે આ બધાનો ઉપયોગ તો હું જ કરીશ ને! 'परोपकाराय सतां विभूतयः'

[ માયા પ્રવેશ કરે છે ]

**માયા**—અરે એ કુલાંગાર!...શો બકવાદ કરે છે?

[ મોજીરામ હસતો હસતો નાસી જાય છે ]

**ધનદાસ**—( થેલી તરફ નજર કરતો કરતો )

"પિતુ, માતુ, સહાયક, સ્વામી, સખા..."

**માયા**—આ શું માંડયું છે?

**ધનદાસ**—અરેરે, વળી તેં ફરી વિઘ્ન નાખ્યું!

**માયા**—કેમ કાંઈ ભાંગબાંગ તો નથી પીધી ને?

**ધનદાસ**—અરે, મારા ભજનમાં વિઘ્ન નાખ્યું!

**માયા**—કોનું ભજન?

**ધનદાસ**—ધનદેવતાનું!

'પિતુ, માતુ, સહાયક, સ્વામી...સખા...'

**માયા**—બહુ થયું, રહેવા દો હવે...

**ધનદાસ**—આજનો દિવસ ભારે આનંદનો છે! અહા...હા... ભારે આનંદનો દિન છે! ખરેખર...ખૂબ...ખૂબ...આનંદ...

**માયા**—શાનો આનંદ?

**ધનદાસ**—અરે! પૂછ મા! પૂછ મા! બસ, આજે...આજે તો બેડો પાર છે!

**માયા**—કેમ! ફરી વળી કાંઈ પ્રપંચ રચ્યો છે કે શું?

**ધનદાસ**—મેં નહિ, વિધાતાએ રચ્યો છે. સુભાગ્યે બહાદુરશાહે મેવાડ ઉપર ચડાઈ કરી છે. બહુ હર્ષનો દિવસ છે!

**માયા**—ડૂબી મરો, ડૂબી! ઢાંકણીભર પાણીમાં ડૂબી મરો! મેવાડ ઉપર સંકટ આવ્યું છે અને તમને આનંદ થઈ રહ્યો છે!

**ધનદાસ**—તને શી ખબર પડે? લડાઈ શરૂ થાય છે, તે દિવસે વેપારીઓનાં ઘરમાં ઘીના દીવા બળવા લાગે છે— ઘીના! [માયાની આંખો સામે જોઈને] અહાહા! કેવી મોટી આંખો ઘૂરકવા લાગી છે......! જાણે ચમકતા હીરા!

**માયા**—શરમની વાત છે! લડાઈ થવાથી તમને ફાયદો દેખાય છે! નર-રક્તના એ ભયંકર તાંડવથી આખરે તમારા હાથમાં શું આવશે?

**ધનદાસ**—તું જાણતી નથી! બહાદુરશાહને ખાધાખોરાકીનો સરસામાન પહોંચાડવાનો મેં ઇજારો રાખ્યો છે. એકેકના દસ દસ થશે ...દેવી!

**માયા**—ધિક્કાર છે તમને! દેશનો વિશ્વાસઘાત! આવું પાપ તમે.........

**ધનદાસ**—આવાં પાપ ન કરત તો આ ચટકમટક......

**માયા**—નાખો ચૂલામાં એ તમારાં ચટક-મટકને!

[ ઘરેણાં ઉતારી ઉતારીને ફેંકી દે છે ]

**ધનદાસ**—ધીરજ ધર, થોભી જા, ભવાની! મારી દુર્ગા, કાળી, ધીરજ ધર!

**માયા**—જાઓ અહીંથી. હું પણ હવે તમારી સાથે નથી બોલવાની! મારી સાથે બોલવું હોય તો મારું કહેવું માનો.

**ધનદાસ**—સ્ત્રીઓની બુદ્ધિથી તો મેવાડના મહારાણા દોરાય

છે, અને, એટલે જ તો મોત હમેશાં મોં ઉઘાડીને એમના માટે ઊભું રહે છે.

**માયા**—અને તમે સંજીવની ખાઈને આવ્યા છો, અમૃત પીને પેદા થયા છો, કેમ ?

**ધનદાસ**—શું હું કાંઈ બેવકૂફોની જેમ મરીશ ? એક-બે મહિના આ તારા કોમળ હાથ સેવા ન કરે, હરિણીઓને શરમાવે એવી આ તારી મોટી મોટી આંખોમાં આંસુ ન દેખું, તો પછી મરવાની મજા શી ! તલવાર પડી અને માથું ધડથી જુદું—એ તે કાંઈ મૃત્યુ છે ?

**માયા**—બેશરમીની પણ કાંઈ હદ હોય છે? હું તમને કહું છું કે આ હજારો ન રાખો. આ હળાહળ પાપ...

**ધનદાસ**—વેપારમાં પાપ કેવું? જે પૈસા આપે છે તેને અમે માલ આપીએ છીએ ! જે વધુ નાણાં આપશે એને માલ વેચશું ! અમે તો અમારો લાભ જોવાના ! દેશનાં કર્યાં દેશ ભોગવે !

**માયા**—બળ્યા તમારો વેપાર ! સ્વામી ! લાખો મેવાડીઓના શાપ ન લો ! મરતી વખતે આ ધન સાથે નહિ આવે. દેવ ! તિજોરીઓનાં તાળાં દેશને માટે ખોલી નાખો. જેની માનરક્ષા માટે સદીઓથી મેવાડીઓએ પોતાના પ્રાણની આહૂતિઓ અર્પી છે, જેનું અન્નજળ આપણા વંશની નસેનસમાં વ્યાપેલું છે, એ દેશને માટે તિજોરીનાં તાળાં ખોલી નાખો ! સર્વનાથ ! તમે રાક્ષસ નહિ, દેવતા બનો—જેથી હું મારાં શ્રદ્ધાફૂલ તમારા મસ્તક ઉપર ચડાવી શકું ! બોલો, બોલો, પ્રાણેશ્વર ! બોલો ! તમારા કુકૃત્ય ઉપર દશે દિશાઓ હસી રહી છે. એ હાસ્યનો શો ઉત્તર છે ? આ ધાતુના થોડા ટુકડાઓ કરતાં માતૃભૂમિ તુચ્છ છે ? તમારા હૃદયમાં એટલી પણ માનવતા વાસ નથી કરતી ? આજ મારે જીવન-મરણની સમસ્યા ઉકેલવી છે. કહો, નાથ. કહો; મને મારા પત્નીત્વનું અભિમાન લેવા દેશો કે

નહિ? જન્મભૂમિના કણેકણમાં વ્યાપેલી ગંભીર ઘૃણા દ્વારા તમારા વંશની રક્ષા કરશો કે નહિ? વિચારો, પતિદેવ, જરા વિચારો! આ અનુરોધ કરીને હું તમને અન્યાય કરી રહી છું?

**ધનદાસ**—ના, ના, માયા! તું સાચું કહે છે. તું દેવી છે. આજે તેં મારી આંખો ખોલી દીધી! અરેરે, હું કેટલો ભૂલભરેલા માર્ગે હતો! કેવું અઘોર પાપ કરવા પ્રેરાયો હતો! તેં મને બચાવી લીધો. લઈ જા, માયા, આ મારું બધું જ ધન લઈ જા! જે વીરો રણમાં વીરગતિ પામે તેમનાં બાળબચ્ચાંની સેવા-શુશ્રૂષા અર્થે મારું સર્વસ્વ સમર્પિત કરી દો!

**માયા**—ધન્ય હો! સ્વામી, ધન્ય હો! આ જ મારા દેવતાને અનુરૂપ છે! તમે જગતને બતાવી આપ્યું કે લોભ નહિ પરંતુ ઔદાર્ય એ જ વૈશ્યોનો ધર્મ છે. આવો, સ્વામી, આજે હર્ષનો દિવસ છે! ખરેખર હર્ષનો દિવસ છે!

[ બન્ને જાય છે ]

[ પડદો પડે છે ]

## દૃશ્ય બીજું

**સ્થળ**: બિહારમાં ગંગાના તટ પર હુમાયુની લશ્કરી છાવણી.

[પોતાના ખાસ તંબૂમાં હુમાયુ અને એના સેનાપતિઓ હિંદુબેગ અને તાતારખાં બેઠા છે]

**હિંદુબેગ**—જહાંપનાહ! શેરખાં હારીને બંગાળ તરફ નાસી તો ગયો, પરંતુ એ છંછેડાયેલ કાળો સાપ ચૂપ નહિ બેસી શકે.

**હુમાયુ**—એક વાત તો નક્કી છે. શેરખાં મોટો દિલેર અને બહાદુર આદમી છે — અબ્બાજાન જેવો.

**તાતારખાં**—ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી! ક્યાં બાદશાહ બાબર અને ક્યાં લૂંટારો શેરખાં!

**હુમાયુ**—બિનઆવડતવાળો સિપાહી લૂંટારો અને બંડખોર જ કહેવાય છે, પણ જેવો એના શિર પર તાજ આવે છે કે એ લૂંટારો —એ બંડખોર—બાદશાહ બની જાય છે!

**તાતારખાં**—શેરખાં તો આપનો દુશ્મન છે, આપ એની તારીફ......

**હુમાયુ**—દુશ્મનાવટ આંખોનું નૂર નથી હરી લેતી! આ યુદ્ધોમાં શેરખાંની બહાદુરી સાફ સાફ ઝળકી ઊઠી છે. એની આંખોમાં વીજળીની ચમક છે, ભવાંમાં કમાન સમો વળાંક અને ચહેરા ઉપર બહાદુરીનું નૂર નજરે પડે છે. વિના હાથ ઉપાડયે એનું બળ કહી

આપે છે કે એ જિંદગી અને મોત બન્નેને હાથમાં લઈને ફરે છે! આવા દિલેર દુશ્મન સાથે લડવું એ પણ ભાગ્યની વાત છે.

**હિંદુબેગ**—આ ઝેરી સાપ અત્યારે ઘેરાઈ ગયો છે. આ મોકો લઈ એના ઝેરનું મારણ ન કર્યું તો ફરી કાબૂમાં નહિ આવે.

**હુમાયુ**—હું પણ એ જ વિચાર કરી રહ્યો છું, પરંતુ...... હજી ભાઈઓ તરફથી કશી મદદ નથી આવી. હું એની પ્રતીક્ષામાં છું.

**હિંદુબેગ**—બેઅદબી માફ કરશો, જહાંપનાહ! દયા અને સલ્તનતની સાચવણી – બન્ને એક સાથે ન ચાલી શકે. એ બન્નેને બારમો ચંદ્રમા છે. બાદશાહોનું હૃદય તો વજ્રનું હોવું જોઈએ. આપે આપના ભાઈઓને એવા પ્રાંતોના સૂબા બનાવ્યા કે જ્યાંની પ્રજા વીર છે, બહાદુર છે અને જેની તમારા લશ્કરમાં સૌથી વધુ જરૂર પડે છે. કાબુલ અને પંજાબ, આપની સલ્તનતની એ બે મજબૂત ભુજાઓ, એ જ આજે આપના હાથમાં નથી!

**હુમાયુ**--મારા ભાઈ અને હું – શું અમે જુદા જુદા છીએ!

**તાતારખાં**—બેશક! ભાઈઓ પણ દગો......

**હુમાયુ**—ના, ના, એમ ન કહો તાતારખાં. પ્રેમ અને વિશ્વાસ ઉપર તો આસમાનના તારા ઝૂલી રહ્યા છે. માનવતા ઉપરના ભરોસાને કારણે જ એ પોતાની જિંદગી ઉપર હસે છે. પ્રેમ અને વિશ્વાસથી જ સમસ્ત સૃષ્ટિ ચાલે છે. પ્રેમના આવેશમાં જ ચંદ્ર હાસ્ય વેરતો વેરતો નીકળે છે. પ્રેમના જુસ્સામાં જ સમુદ્રમાં તોફાન ઊઠે છે! ભાઈ ભાઈ સાથે દગો કરશે તો આ જમીન ફાટીને કરોડો ટુકડાઓમાં વહેંચાઈ જશે. આ સૂર્ય પ્રકાશ આપતો થંભી જશે. ખુદાની આ સૃષ્ટિ અંધારરૂપી કાળા સમુદ્રમાં ડૂબીને જડમૂળથી ઊખડી જશે.

**તાતારખાં**—જે ન થવું જોઈએ તે જ દુનિયામાં વધુ થઈ રહ્યું છે. ભાઈના ગળા ઉપર ભાઈ છરી ચલાવી રહ્યો છે છતાં જમીન અને

આસમાન પોતપોતાને સ્થાને અચળ છે. સૂર્ય એ જ રીતે નિયત સમયે ઉદય પામે છે અને અસ્ત થાય છે; એ જ રીતે સંધ્યા થાય છે; ચંદ્રમા પ્રકાશે છે, ક્યારેક ખડખડાટ તો ક્યારેક મંદમંદ હસે છે અને વિલય પામે છે — જાણે બધાંને ઝઘડામાં નાખી ખુદા સૂઈ ગયો છે. દુનિયાને મન ફાવે તેમ એ પોતાની મેળે ચાલ્યા કરે; ક્યાં ઠોકર ખાઈ એની ગતિ અટકે છે, એના પૈડાંના ખીલા ક્યાં ક્યાં ખરાબ થયા છે, ક્યાં ક્યાંથી બસૂરો અવાજ આવે છે એ જાણે ઈશ્વર જોતો જ નથી – એને આ બધા સાથે જાણે કશી લેવાદેવા જ નથી.

**હિંદુબેગ**—આ બહાદુરશાહને જ જુઓ ને! એક ભાઈને કબરમાં સુવાડી બીજા ઉપર તલવાર ખેંચી ઊભો છે!

**તાતારખાં**—સલ્તનતની લાલચ જ એવી છે. એ લાલચનો સાપ કોના દિલના બગીચામાં. ક્યાં છુપાઈ બેઠો છે એ, જ્યાં સુધી સાપ કરડતો નથી ત્યાં સુધી જાણવું મુશ્કેલ છે! છુપાઈને બેઠેલો હોય છે એ જ એક દિવસ પડદા તોડી, ફેણ માંડી, તૂટી પડે છે. આપણે આશ્ચર્ય પામવાની જરૂર નથી છતાં આશ્ચર્ય પામીએ છીએ.

**હિંદુબેગ**—સલ્તનતની રક્ષા અને મજબૂતી માટે જરૂરનું છે કે આપ આપના ભાઈઓ પાસેથી એમની સત્તા છીનવી લો!

**હુમાયુ**—ના, ના, એવું ન કહો. તાતારખાં! એ મારા ભાઈઓ છે! એ 'ભાઈ' શબ્દમાં કેટલું માધુર્ય, કેટલું પોતાપણું ભરેલું છે? કેટલું વાત્સલ્ય, કેવું સુખ અને કેટકેટલો આરામ એમાં સમાયો છે?

**હિંદુબેગ**—જે ફૂલને આપણે છાતી સરસું રાખવા ઇચ્છીએ છીએ એ જ ક્યારેક કાંટા ભોંકી દે છે, જહાંપનાહ! આપ ભ્રમમાં છો.

**હુમાયુ**—આ ભ્રમ પણ ખૂબ વહાલો છે. મને એ ભ્રમરૂપી ફૂલો પાથરેલી પથારી ઉપર સૂવા દો. એના ઉપર શંકાના કાંટા ન પાથરો. ઠગવામાં પાપ છે—ઠગાવામાં નહિ.

**તાતારખાં**—બાદશાહની આંખોમાં પ્રેમ અને વાત્સલ્યનાં આંસુ નહિ, પરંતુ ન્યાયની સુરખી જોઈએ. બાદશાહ સલામત! ભાઈ-ઓને માફી.........

**હુમાયુ**—તાતારખાં! દુનિયાની આ સલ્તનત તો એકાદ દિવસ છોડવી જ પડશે, પરંતુ સ્વર્ગની સલ્તનતના માર્ગમાં એને દીવાલરૂપે ઊભી ન કરો. જેને આપણે આપણું માન્યું છે તે આપણું નથી. આખરે મારા ભાઈઓ પણ બાદશાહ બાબરના જ દીકરાઓ છે. જો તેઓ તખ્ત ઇચ્છતા હોય તો મારે એનો ઇન્કાર ન કરવો ઘટે. તાતારખાં, તમને યાદ છે? અને હિંદુબેગ, તમે પણ જોયું હતું કે અબ્બાજાને મરતાં મરતાં કહ્યું હતું: 'બેટા હુમાયુ, ભાઈઓ ઉપર દયા રાખજે. હવે તું જ એમનો પિતા છે?' પિતાજી... પિતાજી! જેણે મારા માટે ખુદા પાસે પોતાનું મૃત્યુ માગી લીધું! એમનો આદેશ મારે મન સ્વર્ગની સલ્તનત કરતાં પણ વધુ છે.

[ એક સિપાહી—પહેરેગીર પ્રવેશ કરે છે ]

**પહેરેગીર**—( વંદન કરીને ) જહાંપનાહ! મેવાડથી જહાંપનાહ-ની ખિદમતમાં એક દૂત આવ્યો છે.

**હુમાયુ**—મેવાડથી? ઠીક, અહીં મોકલો.

[ જાય છે ]

**હુમાયુ**—મેવાડથી દૂત આવ્યો છે! મેવાડ શબ્દમાં જ કાંઈક જાદુ છે. બિયાના અને સિકરીની લડાઈમાં હું પણ પિતાજી સાથે હતો. રજપૂતોના શૌર્યથી અમારી સેના કેવી ડરતી હતી! રાણા સાંગા! એને તો ઈશ્વરે પોલાદનો જ ઘડ્યો હતો. એની તીરછી નજર પ્રલયના પેગામ સમી હતી. આજકાલ તો મેવાડ ઉપર બહા-દુરશાહે ચડાઈ કરી રાખી છે ને?

[ દૂત પ્રવેશ કરે છે ]

**હુમાયુ**—આવો, મેવાડના વીર પુત્ર, આવો!

**દૂત**—( વંદન કરીને ) સ્વર્ગીય મહારાણા સંગ્રામસિંહજીનાં મહારાણી કર્મવતીજીએ આપને આ ભેટ મોકલી છે.

**હુમાયુ**—( હાથ લંબાવીને ) મારું આ સદ્‌ભાગ્ય! હિંદુબેગ, તને ખબર છે કે મેવાડ પ્રત્યે મને કેટલો આદર છે! પ્રત્યેક વીર મનુષ્યે એની ઇજ્જત કરવી ઘટે. ત્યાંની રાખ પણ શિરોધાર્ય છે. ત્યાંના કણેકણમાં સ્વર્ગ વ્યાપેલું છે.

**તાતારખાં**—દુસ્મનનાં વખાણ કરવામાં જહાંપનાહથી વધારે...

**હુમાયુ**—દુસ્મન? હ: હ: હ:! દુસ્મન! આંખો ઉપરથી જાતિ કે ધર્મ પ્રત્યેનાં પક્ષપાતી ચશ્માં હઠાવીને જરા નજર કરો! જેને આપણે દુસ્મન સમજીએ છીએ તે સૌ આપણા ભાઈઓ છે! આપણે સૌ એક જ ખુદાનાં સંતાન છીએ. તાતાર! હાં, જોઉં, એમાં શું લખ્યું છે?

[ પત્ર વાંચતાં વાંચતાં હુમાયુ વિચારમગ્ન થઈ જાય છે ]

**હિંદુબેગ**—શાં સ્વપ્નાં આવવા લાગ્યાં, જહાંપનાહ? શું મહારાણી કર્મવતીએ કાંઈ જાદુની પેટી મોકલી છે?

**હુમાયુ**—ખરેખર, હિંદુબેગ! એમણે જાદુની પેટી જ મોકલી છે. મારા જીવનના સુનકાર આકાશમાં એમણે પ્રેમનો ચંદ્ર ચમકાવ્યો છે. એમણે મને રાખડી મોકલી છે—મને ભાઈ બનાવ્યો છે. (દૂતને) બહેન કર્મવતીને કહેજે...હુમાયુ તારી માના પેટે પેદા ન થયો તેથી શું થઈ ગયું? એ તારા સગા ભાઈથી પણ વધુ છે. કહી દેજે, મેવાડની ઇજ્જત મારી ઇજ્જત છે...જાઓ......

[ દૂત જાય છે ]

**તાતારખાં**—તમારા પિતાજીના કટ્ટર દુસ્મનની સ્ત્રીએ......

**હિંદુબેગ**—એ સ્ત્રીએ કે જેના પતિએ સોગન લીધા હતા કે મોગલોને હિંદુસ્તાનની બહાર હાંકી મૂક્યા સિવાય ચિતોડમાં પગ નહિ મૂકું!

**હુમાયુ**—અફસોસ છે કે તમે આ રાખડીની કિંમત નથી આંકી શકતા! નાના નાના આ બે દોરા પણ જીવનભરના દુશ્મનોને પ્રેમની જંજીરોમાં જકડી દે છે! મારું એ સદ્ભાગ્ય છે કે મેવાડની વીર મહારાણીએ મને એનો ભાઈ બનાવ્યો છે અને બહાદુરશાહના પંજામાંથી મેવાડને રક્ષવા મારી મદદ માગી છે.

**તાતારખાં**—શું જહાંપનાહે એમની પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો?

**હુમાયુ**—આ પ્રાર્થના નહિ, હુકમ છે. રાખડી આપ્યા પછી પણ શું વિચાર કરવાનો બાકી રહે છે? આ તો આગમાં કૂદવાનું નોતરું છે. હિંદુસ્તાનનો ઇતિહાસ પોકારી રહ્યો છે કે રાખડીના આ મામુલી ધાગાઓ પાછળ હજારો બલિદાનો અપાયાં છે. દુનિયાને હું બતાવી આપવા માગું છું કે હિંદુઓના રીતરિવાજ મુસલમાનોને મન પણ એમના જેટલા જ પ્યારા છે—એટલા જ પવિત્ર છે.

**તાતારખાં**—એક મુસલમાનને મન એક હિંદુનું આટલું મહત્ત્વ.........

**હુમાયુ**—કોણ હિંદુ છે અને કોણ મુસલમાન, એ હું બરાબર સમજું છું. તાતારખાં! હું જે કરી રહ્યો છું તે ખુદાના ફરમાન મુજબ કરી રહ્યો છું.

**તાતારખાં**—એક કાફિર કોમને મુસલમાનો વિરુદ્ધ મદદ આપી રહ્યા છો એ ખુદાનું ફરમાન છે કે?

**હુમાયુ**—તમે ભૂલો છો. તમે બધા એક જ પરવરદિગારની ઓલાદ છો. હિંદુઓના અવતારોએ અને તમારા પેગંબરોએ એક જ માર્ગ બતાવ્યો છે. કુરાને શરીફમાં સાફ સાફ લખ્યું છે કે, 'અમે પ્રત્યેક જાતિ માટે ખુદાની બંદગીનો ખાસ માર્ગ નક્કી કરી દીધો છે અને તેને સૌ અનુસરે છે; એને કાજે ઝઘડો ન કરો.' તમને

સાફ સાફ કહેવાયું છે કે, 'નેકી એમાં નથી કે તમે ઉપાસના સમયે પૂર્વ તરફ મોઢું કર્યું કે પશ્ચિમ તરફ, યા તો એવા જ કોઈક બાહ્ય રીતરિવાજો પૂરા કર્યા કે નહિ; પરંતુ નેકીનો માર્ગ તો એ વ્યક્તિઓનો છે કે જે અંતિમ પળે પણ ખુદા ઉપર, તમામ ખુદાઈ ધર્મગ્રંથો ઉપર અને તમામ પેગંબરો ઉપર વિશ્વાસ રાખે છે, જે પોતાનું વહાલું ધન સગાંસંબંધીઓ, અનાથ, ગરીબો અને માગનારાઓની સેવામાં તથા ગુલામોને આઝાદ કરવામાં સમર્પિત કરી દે છે. જે પોતાના માર્ગમાં અડગ છે, ડર અને ગભરાટ, તંગી અને મુસીબત— બધાંમાં ધૈર્યથી કાર્ય કરે છે. એ જ લોકો ખરાબીઓથી દૂર રહેનારા માનવીઓ છે.' હિંદુઓનાં ધર્મપુસ્તકો પણ આ જ હકીકત કહે છે. તો પછી ધર્મ બન્નેની મૈત્રીના માર્ગ વચ્ચેની દીવાલ કેમ બની શકે?

**તાતારખાં**—એ લોકો આપણા પેગંબરને નથી માનતા.

**હુમાયુ**—અને તમે એમના પેગંબરને માનો છો? કુરાનેશરીફ-નું તો ફરમાન છે કે બીજાઓના પેગંબરોને પણ માનો, એમનામાં પણ વિશ્વાસ રાખો. સત્ય જ્યાં જ્યાં પ્રગટ થયું છે, જેની પાસેથી પ્રગટ થયું છે, તે બધું જ સત્ય છે. ઈશ્વરનો આ ખાસ આદેશ હોવા છતાં તમે પણ હિંદુધર્મ અને અવતારોની ઇજ્જત ન કરતાં એમની સાથે લડો છો. આ પ્રસંગમાં રજપૂતો સત્યના માર્ગે છે, બહાદુરશાહ માર્ગ ભૂલ્યો છે. સાચા મુસલમાનનો ધર્મ સત્યને પક્ષે ઊભા રહેવાનો છે. ભલેને એમ કરતાં એને મુસલમાનની જ વિરુદ્ધ કેમ ન લડવું પડે? બસ, આજે જ મેવાડ તરફ કૂચ કરવી જોઈશે.

**હિંદુબેગ**—મારે મન આ પ્રશ્ન હિંદુ-મુસલમાનનો નથી. પરંતુ મને લાગે છે કે શેરખાંને છૂટો મૂકી મેવાડ તરફ પાછું જવું જોખમભરેલું છે.

**હુમાયુ**—વિચાર કરવાને માટે સમય નથી. બહેનની સગાઈ સંસારનાં તમામ સુખ, દોલત, શક્તિ અને સલ્તનતોથી પર છે. હુ

એ સંબંધની કિંમત ચૂકવીશ. સલ્તનત ભલે જાય પરંતુ દુનિયા કહે કે મુસલમાનો બહેનની કિંમત નથી કરી જાણતા, એ હું સાંભળવા નથી માગતો. તખ્ત ઉપરથી ઊતરીને જો કોઈ સાચી બહેનના દિલમાં સ્થાન મેળવી શકું તો હું મારી જાતને દુનિયાનો સૌથી ભાગ્યશાળી માનવી સમજીશ. બહેન કર્મવતી! તારી રાખડી મને એ જ તાકાત અર્પે જે આજ દિન સુધી એ રજપૂતોને આપતી આવી છે! તાતારખાં! હિંદુબેગ! લશ્કર જલદી તૈયાર કરો.

[ હાથમાં રાખડી બાંધતો બાંધતો જાય છે. સૌ જાય છે ]

[ પડદો પડે છે ]

## દૃશ્ય ત્રીજું

**સ્થળ** : મેવાડના વનપ્રદેશમાં એક ઝૂંપડી

[ ઝૂંપડીની બહાર શ્યામા અને વિજયસિંહ બેઠાં છે ]

**વિજય**—મા, આકાશ લાલ થઈ ગયું છે !

**શ્યામા**—તેથી શું ? વિજય, આટલો બધો વ્યગ્ર કેમ છે ? તારી આંખો લાલ કેમ છે ?

**વિજય**—કાં, જોતી નથી ? વીર-પ્રસૂ મેવાડની ધરતીના ચારે દિશાઓ લાલ થઈ ઊઠી છે !

**શ્યામા**—બધું જોઉં છું, બેટા !

**વિજય**—મા, મા.

**શ્યામા**—શું છે, બેટા ?

**વિજય**—હું હોળી રમીશ !

**શ્યામા**—હોળી ! આજકાલ હોળી ? આજકાલ હોળી કેવી ?

**વિજય**—હું લોહીની હોળી રમીશ. મા, હું યુદ્ધમાં જવાનો. ( આકાશ તરફ હાથ કરીને ) જો, જો, મા, જો તો ખરી !

**શ્યામા**—શું છે બેટા ?

**વિજય**—શું તને કશું દેખાતું જ નથી ?

**શ્યામા**—ક્યાં ?

**વિજય**—ત્યાં આકાશમાં જો, પણે કો'ક હાથ લંબાવી ઇશારો કરી રહ્યું છે !

**શ્યામા**...ઇશારો? કોની તરફ ઇશારો કરે છે?

[ ભીલરાજ પ્રવેશ કરે છે ]

**વિજય**—બલિપંથે પ્રયાણ કરીશ! ( ભીલરાજને ) બાબા, હું પણ લડાઇમાં જઇશ !

**ભીલરાજ**—તું ? મારો લાડીલો દીકરો ! તું રાજકુમાર હોવા છતાં રાજકુમાર નથી. મેવાડની સેનામાં તને યોગ્ય ગૌરવભર્યું પદ નહિ મળે.

**શ્યામા**—કારણ કે તારી મા ભીલડી છે.

**વિજય**—બાબા, બાબા, હું સિપાહી તરીકે લડીને મારી જન્મ-ભૂમિ માટે પ્રાણ પાથરીશ. તમે પણ...એવું જ કરો છો ને !

**ભીલરાજ**—અમે તો સાધારણ સિપાહી – સાધારણ મેવાડ-નિવાસી છીએ.

**વિજય**—હુંય એવો જ છું ને !

**ભીલરાજ**—ના ભાઈ, ના ! તું સ્વર્ગસ્થ મહારાણા રત્નસિંહનો પૌત્ર છે એ કેમ ભૂલી શકું ? તારી મા ક્ષત્રિયાણી નથી – એક ભીલ કન્યા છે, એટલા જ કારણે મેવાડના એ રણવાસમાં તારું સ્થાન નથી; એ કુટુંબમાં તારું સન્માન નથી થતું. બેટા, આ હડહડતો અન્યાય છે ! શું ભીલડીઓનો આત્મા ક્ષત્રિયાણીઓના આત્માથી કાળો હોય છે ? શું એમના દિલમાં સ્નેહ નથી હોતો ? એમનાં નેત્રોમાં તેજ નથી હોતું ? જો એ નીચ છે તો શા માટે કોઈ પ્રણયની ભીખ માગવા એમના દ્વારે આવે છે ? ફૂલ તોડીને રસ્તામાં ફેંકી દેવા માટે છે ? ના, ના, બેટા ! હું આ સામાજિક વિષમતાને, ઉચ્ચ જાતિઓના દંભ – અત્યાચારને, સહન નહિ કરી શકું. એક મામૂલી સિપાહી તરીકે તને સૈન્યમાં મોકલી તારું અપમાન નહિ થવા દઉં.

**વિજય**—હું તો નથી ભીલકુમાર કે નથી રાજકુમાર; હું તો માત્ર છું એક મેવાડનિવાસી ! બાબા, મારા શરીરનો સંબંધ સિસોદિયા વંશ સાથે છે એ તદ્દન ભૂલી જાઓ. શું મેવાડ કેવળ મહારાણાઓની ભૂમિ છે ? કેવળ ક્ષત્રિયોની ધરણી છે ? ના, ના, એ તો આપણા સૌની માતૃભૂમિ છે, આપણામાંના એકેએકની છે. એ એનું હૃદય ફાડીને સૌને સમાન રૂપે જીવન અર્પે છે, રાજામહારાજાઓને અને આપણને સૌને જીવન બક્ષે છે. આજે જ્યારે એના ઉપર આફત આવી છે ત્યારે આપણે સૌએ એ અગ્નિમાં હોમાવું પડશે. એને ખાતર પ્રાણ અર્પણ કરવાનો સૌને અધિકાર છે. બાબા, મેવાડના ભીલો સેંકડો વર્ષોથી આ ભૂમિ ઉપર એમનાં મસ્તક ચડાવતા આવ્યા છે એ શા કાજે ? રાજસિંહાસનના લોભ ખાતર ? સેનાપતિ બનવા કાજે ? એ તો કેવળ કર્તવ્યનો નાદ ઊઠતાં કુરબાન થઈ ગયા છે. હું, બીજું કશું જ નહિ, કેવળ મેવાડનો એક અદનો સિપાહી બનવા માગું છું. આજે મેવાડને સેનાપતિઓની નહિ પણ સૈનિકોની, મંત્રદાતાઓની નહિ પરંતુ મંત્રનો અમલ કરનારાઓની જરૂર છે. મા, મને ચરણરજ આપ ! બાબા, આશીર્વાદ આપો ! હે ભગવાન, માના ઋણમાંથી મુક્ત થવાની મને શક્તિ આપ !

**શ્યામા**—જા બેટા, જા, તારી કીર્તિ અમર થાઓ !

**ભીલરાજ**—કુમાર ! સાંભળ, હું જાણું છું કે વીરહૃદયના મનુષ્યો જન્મભૂમિની માનરક્ષા કાજે પોતાનાં માન-અપમાનને તુચ્છ સમજે છે; પરંતુ પ્યારા પુત્ર ! મેં તને રાજકુમાર સમજીને જ ઉછેર્યો છે. યુદ્ધમાં હું તને રાજકુમારની મર્યાદાને અનુકૂળ થાય એ રીતે જ ભાગ લેવા દઈશ. મારા પાંચસો ચુનંદા ભીલોની સેના હું તારી સાથે મોકલું છું. કોઈને પણ આધીન થયા વિના સંકટ સમયે મેવાડની સેનાને સહાય કરજે ! ચાલ, બેટા, ચાલ !

**શ્યામા**—જા, જા, મારાં નેત્રોના તારા ! દિલના પ્રકાશ ! જા. મેં પાપ કર્યું હતું; મેવાડના રાજકુમારને રણમાં જતો ક્ષણભર અટ-

કાપ્યો હતો. આજે એનું પ્રાયશ્ચિત્ત કરું ! માતાનું હૃદય ! કેમ એ ટુકડેટુકડા નથી થઈ જતું ? તું રડે પણ છે, હસે પણ છે ! પ્રલય અને સૃષ્ટિ બન્ને તારા દિલમાં વસી રહ્યાં છે ! મારા જીવનના સૂના આસમાનનું એક માત્ર નક્ષત્ર ! તું પણ...ના, ના, હું દુઃખી નહિ થાઉં ! હા, હા, તે દિવસે પેલી ચારણીએ કહ્યું હતું કે, 'દેશ સર્વોપરી છે, દેશ સર્વશ્રેષ્ઠ છે.' જે સર્વશ્રેષ્ઠ છે એના ચરણોમાં તો સર્વસ્વનો ઉત્સર્ગ કરવો જ પડશે.

જય જય મેવાડ મહાન !
લોહૂ કી લહરેં પર ચલતા તેરે ગૌરવ કા જલ-યાન !
[ ગણગણતી ગણગણતી ચાલી જાય છે ]

[ પડદો પડે છે ]

## દશ્ય ચોથું

**સ્થળ** : ચિતોડની બહાર બહાદુરશાહનો લશ્કરી પડાવ

**બહાદુર૦**—મુલ્લુખાં, તમને ખબર છે કે મર્દોની ભુજાઓમાં આટલી શક્તિ શા કાજે છે? એમની મુઠ્ઠી આટલી સખ્ત શા માટે બનાવાઈ છે?

**મુલ્લુખાં**—કારણ કે એ મરદ છે!

**બહાદુર૦**—ના, ના! એટલા માટે કે એ દુનિયાભરમાં ખળભળાટ મચાવતા રહે, ભેખડોને તોડી પાડે, નદીઓના બંધ બાંધે. જેમ દારૂડિયો દારૂ વિના નથી રહી શકતો તેમ બહાદુર લડ્યા વિના નથી રહી શકતો; અને તેમાં પણ મારું તો નામ જ બહાદુરશાહ! મેવાડના રજપૂતો બહાદુર છે એમાં શક નથી, પરંતુ હું તો 'બહાદુર શાહ' છું; મારી સામે તો એમને હાર જ ખમવી પડશે!

**મુલ્લુખાં**—અપકીર્તિ પામેલું કુળ પછાડ ખાધેલા સાપની જેમ ભયાનક હોય છે. તમે મેવાડને ભલે કબજે કરી લો, પરંતુ અહીં સદા માટે તમારું રાજ નહિ સ્થાપી શકો. તમે ભલે વિજયના નશામાં આ લોહિયાળ દિવસો ભૂલી જાઓ, પરંતુ જેમણે પછાડ ખાધી છે, જેમણે મેવાડની ભૂમિ ઉપર પોતાનાં સગાસંબંધીઓનાં બલિદાન દીધાં છે, એ શું એક ક્ષણને માટે પણ એ દિવસો ભૂલી શકશે?

**બહાદુર૦**—વાત તો સાચી છે. આજે ચિતોડને ભલે હું ધૂળ ચાટતું કરું પરંતુ મેવાડનું મસ્તક તો ઉન્નત જ રહેશે......હું...... પણ પછાડ ખાધેલા વંશની જ ઓલાદ છું ને! અને એટલે જ આજે હું આટલો નિર્દય બની રહ્યો છું. મેવાડનાં ગામડાંમાં આગ લગાડીને હું આનંદથી ફૂલી ઊઠું છું! રાણા સાંગા હયાત હોત તો આજે નજરોનજર દેખત કે મુબારિકશાહનો દીકરો એના બાપનો બદલો કેવી રીતે વાળી રહ્યો છે! શું એ આજે મારો મુકાબલો કરત?

[ શાહશેખ ઓલિયો પ્રવેશ કરે છે ]

**શાહ૦**—તો તો તું કોઠીમાં પેસી ગયો હોત! રાણા સાંગાએ તો મેદાનમાં તલવાર ચલાવી ઉઘાડે છોગ મુબારિકશાહને ગિરફતાર કર્યો હતો. એણે તારી જેમ ગુજરાતનાં નિર્દોષ ગામડાંઓમાં આગ નહોતી ચાંપી.

**બહાદુર૦**—એ શેના આગ ચાંપે? ગુજરાતનાં ગામડાંઓમાં પણ હિંદુ રહેતા હતા ને! હિંદુઓનાં ગામડાંને હિંદુ કેમ બાળે?

**શાહ૦**—ફરી ફરીને એ જ હિંદુ-મુસ્લિમ સવાલ? હિંદુઓ મુસલમાન પ્રત્યે કેટલો પ્રેમ ધરાવે છે એ તો એ જ વાતથી જણાય છે કે એક મુસલમાન અતિથિની રક્ષા કાજે રાણાએ સમસ્ત દેશને મેદાનમેદાન કરી નાખવાનો નિર્ણય કર્યો. બહાદુર! તું કોણ હતો અને આજે શું બની ગયો છે? મેવાડની ગરીબ જનતાએ તારું શું બગાડયું છે, જેથી તું એમનાં ઘરોને આગ લગાવી સેતાની હાસ્ય કરી રહ્યો છે?

**બહાદુર૦**—એ લોકો મને બાદશાહ નથી માનતા એની જ આ સજા છે!

**શાહ૦**—જેનામાં દયાનો અંશ નથી એને કોઈ બાદશાહ તરીકે કેમ સ્વીકારે? ગામડાં બાળીને ભસ્મ કરી દેનારને એની પ્રજા શું ધૂળ બાદશાહ માને? આ સૌંદર્યભરી, હરીભરી, વસ્તીને બરબાદ

કરીને તું શું સ્મશાનભૂમિ ઉપર તારું તખ્ત ખોડવાનો છે?

**બહાદુર૦**—મેવાડનું કલેજું ચીરીને તલવારથી રક્તવર્ણા અક્ષરોમાં એક વાર લખવા માગું છું કે, 'મેવાડ મારું છે.'

**શાહ૦**—મેવાડનું કલેજું કઈ ધાતુનું બનેલું છે એ દુનિયાએ બહુ જોયું છે. ખેર, તારી બાદશાહતની વૃદ્ધિ કરવી હોય તો તું તારે કર. પરંતુ હિંદુઓનાં મંદિરો, ગરીબ માનવીનાં પૂજાસ્થાનો તું શા કાજે તોડાવે છે?

**બહાદુર૦**—મૂર્તિઓને તોડી એનું પુણ્ય પણ સાથે સાથે લૂંટતો જાઉં!

**શાહ૦**—ભોળા બહાદુર! રોષથી તું અંધ બન્યો છે. બહાદુર! તારા આ કૃત્યથી સમગ્ર મુસ્લિમ કોમ શરમ અનુભવે છે. કુરાને શરીફમાં લખ્યું છે કે, જે બીજાઓને ઈશ્વરનાં ઉપાસનાસ્થાનોમાં-મંદિરોમાં પ્રાર્થના કરતાં રોકે છે, એમનાં મંદિરો તોડવાનો પ્રયાસ કરે છે, એમનાથી વધુ જાલિમ બીજું કોણ હોઈ શકે? આવા જુલમ કરનાર વાસ્તવમાં ઈશ્વરનાં ઉપાસનાગૃહોમાં પગ મૂકવાને પણ લાયક નથી. યાદ રાખજે કે આવા માનવીઓ આ દુનિયામાં બદનામ થાય છે; અને એમને બીજી દુનિયામાં પણ ભારે કઠિનાઈઓ ભોગવવી પડે છે. બહાદુર, તું ધર્મની ઉન્નતિ નથી સાધી રહ્યો, પરંતુ માખીઓ જેમ રોગ ફેલાવે છે તેમ તું પણ ધાર્મિક વેરઝેર ફેલાવી રહ્યો છે. તેં ધાર્મિક વેરઝેરની આગને ફૂંક મારી મારીને એટલી ધગધગાવી દીધી છે કે સારી માનવતાની દુહાઈ દઈને પણ એને ન ઓલવી શકાય. દીને-ઇસ્લામનું મૂળ કાપીને એની શાખાઓને તું પાણી પાઈ રહ્યો છે.

**બહાદુર૦**—સાચું કહો છો શેખ સાહેબ, સાચું કહો છો! ખરેખર હું ભૂલ્યો હતો! હું કુરાને શરીફના સોગન ખાઈને કહું છું કે હું હવે કોઈ હિંદુ મંદિરને આંચ નહિ આવવા દઉં.

**શાહ૦**—અને ચિતોડ ઉપરનો ઘેરો ઉઠાવી લઈશ ?

**બહાદુર૦**—એ નહિ બને, શાહસાહેબ ! એ તો નહિ બને. હું એટલો આગળ વધી ચૂક્યો છું કે હવે પાછો નહિ ફરી શકું. આશ્ચર્ય છે કે મેવાડના ટેકની સીંદરી તો બળી ગઈ છે પરંતુ એનો વળ હજી નથી છૂટયો ! એને પગથી કચરી ધૂળમાં મેળવી દેવાની મારા દિલમાં અભિલાષા છે.

**શાહ૦**—પરંતુ...બહાદુર ! ભોળા બહાદુર ! તને ખબર નથી કે એ ધૂળ મનુષ્યો માટે અકસીર બનશે અને લોકો એને માથે ચડાવશે, એને દંડવત્ પ્રણામ કરશે અને એ જ લોકો તારા નામને જમીન ઉપર લખી પગથી કચડશે, એની ઉપર થૂંકશે.

**બહાદુર૦**—સેતાન બનવું પડશે તો બનીશ, પરંતુ મારા કુળની બેઇજ્જતીનો કાળો ડાઘ મેવાડના રાજવંશના લોહીથી ધોયા વિના નહિ જંપુ. શાહ સાહેબ, જેને આપણે નથી સમજતા, કે જેને માટે નથી કશું કરી શકતા, એ સ્વર્ગની તમે વાત કરો છો, પરંતુ જો તમે બાદશાહ હોત અને તમારા પિતાની કોઈએ બેઇજ્જતી કરી હોત તો કદાચ તમે દુશ્મનાવટને ભૂલવાની આવી શિખામણ મને ન આપત ! દિલના ઘાની ચસક તમારા જેવા ફકીર શું સમજે ?

[ મુગલ દૂત પ્રવેશ કરે છે ]

**બહાદુર૦**—શું છે ? ક્યાંથી આવ્યો છે ?

**દૂત**—શહેનશાહ હુમાયુએ આ પત્ર મોકલ્યો છે.

**બહાદુર૦**—હુમાયુએ ? ઠીક, લાવ.........!

[ પત્ર વાંચે છે. વાંચતાં વાંચતાં મુખ ઉપરના ભાવો બદલાય છે ]

**મુલ્લુખાં**—બાદશાહ સલામત ! પત્રમાં એવી તે શી બાબત છે, જેથી આટલી બધી પરેશાની અનુભવો છો ?

**બહાદુર૦**—( દૂતને ) ઠીક, તું બહાર રોકાજે, હું વિચાર કરીને જવાબ આપીશ. [ દૂત જાય છે ]

**બહાદુર૦**—(થોડો વિચાર કરીને) હં......હુમાયુ ભાઈ બન્યો છે! દુશ્મનની સ્ત્રીનો ભાઈ બન્યો છે! વાહ કર્મવતી, વાહ! તું પણ હળાહળ ઝેર જ છે! સૂતરના એ ધાગા મોકલી મુસલમાનને મુસલમાન સાથે લડાવવા માગે છે! હુમાયુ તો શું પરંતુ સ્વર્ગના દેવો આવે તોપણ હવે મેવાડને નહિ બચાવી શકે. મેવાડની રક્ષા ખાતર, એ ઘરેલુ ઝેરી સાપની રક્ષા ખાતર પોતાના જ મુસલમાન ભાઈ સાથે લડીશ? હુમાયુ, તારી આ નાદાની દયાજનક છે.

**શાહ૦**—આનું નામ ઇન્સાનિયત! દુશ્મનાવટને કેમ ભૂલી શકાય છે એનો પાઠ કર્મવતી અને હુમાયુ પાસેથી શીખ!

**બહાદુર૦**—શાહ સાહેબ, તમે જે ઘડામાં શિખામણ ભરો છો એ ઘડામાં, દુર્ભાગ્યે, કાણું પડી ગયું છે; જેટલું ભરો છો એથી વધુ નીકળી જાય છે! મુલ્લુખાં! હમણાં ને હમણાં હુમાયુને પત્ર મોકલો કે મેવાડ અમારું પણ દુશ્મન છે અને સાથે સાથે તમારું પણ. કાફરોને ખતમ કરવામાં તમારે અમને મદદ કરવી ઘટે. શેરખાંને દબાવવામાં અમે તમને મદદ કરીશું.

**શાહ૦**—એ કદી નહિ બને. અને કદાચ થશે તો હું એ થવા નહિ દઉં. હુમાયુ! આજે પરીક્ષા છે; તારી નહિ, પરંતુ સમસ્ત માનવતાની પરીક્ષા છે. જોઉં છું કે તું સાચો મુસલમાન સિદ્ધ થાય છે કે નહિ!

[જાય છે]

**બહાદુર૦**—ચાલો, મુલ્લુખાં! જલદી આ પત્રનો જવાબ લખી મોકલો.

[બન્ને જાય છે]

[પડદો પડે છે]

## દૃશ્ય પાંચમું

[ મેવાડના એક ગામડાના માર્ગ ઉપર કેટલાક ગામડિયાઓ વાતો કરી રહ્યા છે ]

**પહેલો ગામડિયો**—લડવું હોય તો મેદાનમાં બબ્બે હાથે આવી જાય! ગામડાંને આગ લગાડી દેવી એ કાંઈ લડવાની રીત છે?

**બીજો ગા૦**—મારવા માટે પણ શું કોઈ રીતની જરૂર છે?

**ત્રીજો ગા૦**—આ તો પાડેપાડા લડે એમાં ઝાડનો ખોડો થાય છે. ભાઈ! લડે છે મોટા મોટા રાજા–મહારાજા–સમ્રાટ–બાદશાહ–શેઠ-સાહુકાર, અને માર્યા જાય છે બિચારા ગરીબ સિપાહી! લડે સિપાઈઓ અને જશ સરદારને!

**પહેલો ગા૦**—અરે, એ સિપાહી તો મરવા વાસ્તે જ પગાર ખાય છે; પણ એમાં ગામવાળાનાં ઘર શાહને બાળે છે?

**બીજો ગા૦**—અરે, ભાઈ, 'નબળો માટી બૈરી પર શૂરો,' એ કહેવત નથી જાણતો? મહારાણાની સેના પાસે તો કશું ચાલતું નથી એટલે બહાદુરશાહના સિપાહીઓ ગામડાંના નિર્દોષ લોકો ઉપર એમની બહાદુરી બતાવે છે!

**ત્રીજો ગા૦**—આ વખતે તો ચિતોડનો સૂર્ય પણ અસ્ત થતો

ભાસે છે. ભલેને યમરાજના અવતાર સમા હોય તો પણ મુઠ્ઠીભર રજપૂતો શત્રુનાં તીડ સમાં દળોને કેમ પહોંચી વળે? લગભગ બધા જ વીર યોદ્ધાઓ શત્રુસેનાના મહાસમુદ્રની લહરીઓને કાપતા કાપતા એમાં જ લીન થઈ ગયા. અરે ભલા, સમુદ્રની લહેરોને કોણ થંભાવી શક્યું છે?

**ત્રીજો ગા૦**—મેવાડનો દીપક એકવાર જોરથી ભભૂકીને સદાને માટે ઓલવાવા માગે છે.

**પહેલો ગા૦**—મને તો થાય છે કે સદાને માટે મેવાડની ભૂમિને પ્રણામ કરી લઉં! ઘર તો બળીને ખાખ થઈ જ ગયું! બૈરી-છોકરાં પણ એમાં જ સ્વાહા થઈ ગયાં!

**બીજો ગા૦**—આપણું સૌનું ભાગ્ય એક જ કલમે લખાયું છે. હવે મેવાડમાં રહીને પણ શું કરીશું? રાજાઓની લડાઈમાં ગરીબો શા સારુ પિસાય? કોઈ રાજા થશે તો તે આપણે લઈને, પરંતુ આપણે તો સદા ગરીબ જ રહેવાના.

[ ચારણી, શ્યામા અને માયા ગાતાં ગાતાં પ્રવેશ કરે છે ]

વીરો! સમર-ભૂમિ મેં જાઓ,
સોચો તો મેવાડ-નિવાસી,
માઁ કો હોને દોગે દાસી?
ઓ બલિદાનોં કે વિશ્વાસી,
આગે કદમ બઢાઓ!
વીરો, સમર-ભૂમિ મેં જાઓ!

જબ રિપુ ને હૈ ત્યોરી તાની,
ઘર મેં રહના હૈ નાદાની,
દેહ એક દિન હૈ મિટ જાની,
મરો, અમર-પદ પાઓ!
વીરો સમર-ભૂમિ મેં જાઓ!

કિતને હી સૈનિક મસ્તાને,
પહુઁચે તલવારેં ચમકાને,
તુમ ક્યોં ઘર બૈઠે, દીવાને,
ચલો શૌર્ય દિખલાઓ!
વીરો, સમર-ભૂમિ મેં જાઓ! *

**બીજો ગા૦**—ધન્ય દેવીઓ ધન્ય!

**શ્યામા**—તમે અહીં રસ્તા ઉપર ઊભા ઊભા શું કરી રહ્યા છો?

**પહેલો**—જેનાં ઘર બળીને ખાખ થઈ ગયાં તે ક્યાંક ને ક્યાંક તો આ આસમાન હેઠળ ઊભા રહેશે જ ને!

**ત્રીજો ગા૦**—જેને માટે ક્યાંય આશ્રય નથી, એ રસ્તા ઉપર ન ઊભા રહે તો ક્યાં જાય?

**ચારણી**—ક્યાં જાય? હજી તમે સાંભળ્યું નથી? એ બધા યુદ્ધમાં જાય!

**પહેલો ગા૦**—અમે તો મેવાડ જ છોડીને જઈએ છીએ.

**માયા**—શા કાજે? મરવાનો ભય છે?

---

* મેવાડના વીરો! જાઓ યુદ્ધભૂમિ ઉપર પહોંચો.

બલિદાનમાં શ્રદ્ધા રાખનારા ઓ મેવાડવાસીઓ! જરા વિચાર કરો કે શું તમે તમારી માને ગુલામ બનવા દેશો? ઊઠો, આગેકદમ ભરો અને યુદ્ધભૂમિમાં પહોંચો.

દુશ્મને ભવાં ચડાવ્યાં છે ત્યારે ઘરમાં ભરાઈ રહેવું એ નાદાની છે. આ દેહ તો એક દિવસ પડવાનો જ છે, તો પછી આજે જ્યારે અમરપદ પ્રાપ્ત કરવાનો અવસર છે, ત્યારે તમે અમરપદ પ્રાપ્ત કરો. વીરો, જાઓ, રણભૂમિ ઉપર જાઓ!

કેટલાયે દીવાના સૈનિકો તલવારો ચમકાવવા રણભૂમિમાં પહોંચી ગયા છે ત્યારે તમે ઘરમાં કેમ ભરાઈ રહ્યા છો? મેવાડના હે દીવાનાઓ! ઊઠો, તમારું શૌર્ય બતાવો. જાઓ, યુદ્ધભૂમિ ઉપર પહોંચી જાઓ.

**શ્યામા**—જ્યાં જશો ત્યાં ક્યારેય મોત નહિ આવે ?

**ચારણી**—ભાઈ, એક દિવસ તો સૌને મરવું પડશે! તો માતૃભૂમિ કાજે શીદને નથી મરતા ?

**માયા**—શું માતા એટલા માટે દૂધ પિવરાવે છે કે જ્યાંસુધી એ તમારી સેવા કરે ત્યાં સુધી જ તમે એની પાસે રહો ? એ ઘરડી થાય, રોગી બને, તો એને મોતના મુખમાં ધકેલી તમે ચાલ્યા જાઓ ?

**શ્યામા**—છ છ સદીઓથી મેવાડની આ પુણ્યભૂમિ ઉપર મેવાડના રાજવંશ અને પ્રજાએ એક થઈ જે લોહી છાંટયાં છે એ શું વ્યર્થ જશે ? જે વીરો આજે ચિતોડના દુર્ગની રક્ષા કાજે પ્રાણ અર્પી રહ્યા છે એ શું મૂર્ખ છે ? મહારાણા તો શત્ર સાથે સંધિ કરી આરામથી રહી શકત, પરંતુ એ તો આજે તમારી આઝાદીની રક્ષા અર્થે માથું મૂકી લડી રહ્યા છે; અને તમે, મેવાડની ટેકના સ્થંભો ! આજે આમ........

**પહેલો ગા૦**—ખરી વાત તો એ છે કે રાણાને પોતાના સ્વાભિમાન અને રાજ્યની રક્ષા કરવી છે.

**ચારણી**—મૂર્ખાઓ ! મેવાડના મહારાણા પોતાને પ્રજાના સેવક માને છે. બાપ્પા રાવળથી માંડીને આજ સુધીના પ્રત્યેક મહારાણાએ પોતાને એકલિંગજીના દીવાન તરીકે જ ઓળખાવ્યા છે. ભાઈઓ, તમારા ખરા રાજા તો એકલિંગજી છે—ખુદ પરમેશ્વર પોતે જ છે, મેવાડના મહારાણા નહિ; એ તો આ ઈશ્વરી ભૂમિના માત્ર ચોકીદાર જ છે.

**શ્યામા**—પરમેશ્વર અને પંચમાં કાંઈ જ ભેદ નથી હોતો. મહારાણા પરમેશ્વરના દીવાન છે, એટલે કે પ્રજાના સેવક છે.

**માયા**—આવા ઉદાર રાજવંશ સાથે તમે વિશ્વાસઘાત કરશો ?

**શ્યામા**—શું તમે મૃત્યુથી ડરો છો ? જેઓ તમારા માટે પ્રાણ અર્પણ કરવા કૂદી પડયા છે એમના પ્રત્યે તમને જરાયે સહાનુભૂતિ

નથી? શું ભાડાનાં ટટ્ટુ જેવા સિપાહીઓ અત્યારસુધી રણમાં ટકી શકે? એ સામાન્ય સૈનિકો નહિ પરંતુ મેવાડની આઝાદીના મૃત્યુંજય પૂજારીઓ છે! એમને નિહાળીને પણ તમારા દિલમાં ખપી જવાની ઇચ્છા નથી જાગતી? આટલી બધી કાયરતા?

**બીજો ગા૦**—નહિ દેવીઓ, નહિ; અમે મૃત્યુથી નથી ડરતા. પરંતુ જે વીરોએ યુદ્ધભૂમિ ઉપર સદાને માટે સોડ તાણી લીધી છે એમના પરિવારોને મૂઠી ધાન માટે માર્યાં માર્યાં ફરતા જોઈ અમારાં દિલ કંપી ઊઠે છે.

**ત્રીજો ગા૦**—મા, અમે તો લડીને અમારી જાતને હોમી દઈએ, પરંતુ એ બાળકોને તો કાંઈ લડતાં આવડતું નથી. એમનું ગળું દાબી શકત તો......

**માયા**—સૌની ચિંતા પરમેશ્વર કરે છે, ભાઈઓ! આજે મેવાડ ઉપર ઘોર સંકટ આવ્યું છે. આ સમયે ઘરબાર, બાળબચ્ચાં, બધાંનો મોહ વ્યર્થ છે. મહામારી વ્યાપે અને તમે કૂતરાને મોતે મરી જાઓ ત્યારે તમારાં બાળબચ્ચાંનું પાલન કોણ કરશે?

**પહેલો ગા૦**—બરાબર છે દેવી, બરાબર છે! ખરી રીતે તો આ બધી મોહમાયા જ છે! આપણે આપણી જાતને માતૃભૂમિને ચરણે ધરી દેવી જોઈએ, પછી કોણ જોનાર છે? બાળબચ્ચાંને મરવું હશે તો મરશે!

**માયા**—મરે શીદને? મેવાડના ધનકુબેર ધનદાસની પત્ની વચન આપે છે કે મારી વિપુલ ધનસંપત્તિની પાઈએ પાઈ એ કાર્ય માટે ખરચીશ.

**ત્રીજો ગા૦**—ધન્ય છે, દેવી! તમને ધન્ય છે! સૌથી મોટી મુશ્કેલીનો તમે ઉકેલ આણ્યો છે! ધન્ય છે!

**બીજો ગા૦**—મેવાડની સ્ત્રીઓનાં ઔદાર્ય, વીરત્વ અને

શક્તિને પ્રતાપે જ મેવાડની ધ્વજપતાકા સદાઓથી ગૌરવશિખર ઉપર ઊડી રહી છે.

**શ્યામા**—હાં, ત્યારે તમે બધા સમરભૂમિ ઉપર જવા તૈયાર છો?

**બધા**—જરૂર! અમે સૌ સહર્ષ હોમાવા તૈયાર છીએ.

**ચારણી**—તો ચાલો, અમારે હજી ગામડે ગામડે ફરીને એક જબરદસ્ત સેના તૈયાર કરવાની છે.

**શ્યામા**—ચારણી! ગા! દિલમાં ઉન્માદ વ્યાપે એવું એકાદ પ્રોત્સાહન-ગીત ગા!

[ ચારણી ગાય છે. **બધાં ઝીલે છે** ]

સોચો તો મેવાડ-નિવાસી,
માઁ કો હોને દોગે દાસી?
ઓ બલિદાનોં કે વિશ્વાસી!
આગે કદમ બઢાઓ!
વીરો! સમર-ભૂમિ મેં જાઓ!

[ ગાતાં ગાતાં સૌ જાય છે ]

[ પડદો પડે છે ]

## દૃશ્ય છઠ્ઠું

**સ્થળ** : કર્મવતીનો મહેલ

[ કર્મવતી એકલાં વિચારમગ્ન અવસ્થામાં ઊભાં છે ]

**કર્મવતી**—( આકાશ તરફ નજર કરી હાથ જોડી બોલે છે ) પ્રિયતમ ! તમે મારી પ્રતીક્ષા કરી રહ્યા છો ! જે મેવાડને ખાતર તમે એંશીએંશી ઘા દેહ ઉપર ઝીલ્યા હતા, જેના ચરણમાં પ્રાણ અર્પી દીધા, એની જ ગૌરવરક્ષા કાજે હું આજ સુધી જીવી છું; એને પરાયા દુશ્મન અને ગૃહકલેશથી બચાવવા મેં જીવન વિતાવ્યું છે; પરંતુ વિધાતા નિષ્ઠુર હાસ્ય હસી રહ્યો છે ! ( એકાએક મોટા ધડાકા થાય છે ) અરે ! આ શું ! આકાશ ધુમાડાથી કાળું થઈ ગયું ! ખરેખર શું મેવાડનું ભાગ્યાકાશ સદાને માટે ધુમાડાથી છવાઈ જશે ? મેવાડ ! તને બચાવવાનો કોઈ રસ્તો છે ? ( ઘડીક વિચાર કરીને ) હા, ત્યાં ! ત્યાં આકાશનો એક ખૂણો હજી ઉજળો છે; જાણે આશાનું એક નક્ષત્ર મંદ મંદ હાસ્ય વેરી રહ્યું છે ! હુમાયુ ! ભાઈ હુમાયુ ! તેં મારી રાખડી સ્વીકારી છે—મેવાડની રક્ષાનું વચન આપ્યું છે—પરંતુ આ વિલંબ તો સર્વનાશનું નિમંત્રણ છે. તારા આવતાં આવતાંમાં જ બધું સમાપ્ત તો નહિ થઈ જાયને ! મારી રાખડીની આબરૂ જાળવવાનો પ્રસંગ હાથથી નહિ ચાલ્યો જાયને !

[ સામંતો સાથે વાઘસિંહ પ્રવેશ કરે છે ]

**વાઘસિંહ**—ભાભી ! ( ગળું રુંધાય છે )

**કર્મવતી**—શું થયું વાઘસિંહજી ? આમ ગભરાયેલા કેમ છો ? આ ભયંકર ધડાકો શાનો થયો ? આ પ્રકાશ અને ધુમાડાના ગોટા શાના છે ?

**વાઘસિંહ**—ભાભી ! ભાભી ! વિધાતાનું વજ્ર તૂટી પડ્યું છે ! શું કહું ? સુરંગ ખોદી શત્રુઓએ કિલ્લાની એક દીવાલ દારૂથી ઉડાવી દીધી છે. દીવાલ પડ્યાનો અમને શોક નથી, પરંતુ...(થંભી જાય છે.)

**કર્મવતી**—અટકો છો કેમ ? છુપાવો છો શા માટે ? બોલો, બોલો, ભયંકરમાં ભયંકર હકીકત કહેતાં પણ ક્ષત્રિયોનો કંઠ રૂંધાવો ન ઘટે; ક્ષત્રિયાણીનાં હૃદય ફૂલથી પણ કોમળ હોવા સાથે જ વજ્રથી પણ કઠોર હોય છે. એ બધું જ સાંભળી શકે છે—બધું જ સહી શકે છે. કહો, તમે આટલા વ્યથિત શા માટે છો ? કહો ને !

**વાઘસિંહ**—ભાભી, જ્યાં તમારા ભાઈ પાંચસો હાડા વીરો સાથે શત્રુસેનાનો સંહાર કરી રહ્યા હતા એ તરફની દીવાલ ઊડી ગઈ છે. એમનાં વીરત્વ અને સાહસે શત્રુઓની સેનાના હોશકોશ ઉડાવી દીધા હતા. મેવાડી સેનાનો એ સ્તંભ, આ અમારા અંધકાર-પૂર્ણ મેઘ-આચ્છાદિત ભાગ્યાકાશનું એક માત્ર ઉજ્જવલ નક્ષત્ર, એકાએક......

**કર્મવતી**—ધન્ય અર્જુન ! ધન્ય ! તેં મારી રાખડીનું ઋણ અદા કરી દીધું ! છટ...આંસુ સારો છો ? ક્ષત્રિયનું દિલ તો ધગધગતી અરણ્યભૂમિ સમાન જળહીન હોવું ઘટે. એ તો ધીખતી આગ સમું હોવું ઘટે. એનાં નેત્રો મરૂભૂમિના આસમાન સમાન મેઘહીન હોય. આ મોહ તને છાજતો નથી. અર્જુન ! ભાઈ મારા ! તું ગયો ! બહેનનું હૃદય ગયું ! તને તારી દૃઢતાનું અભિમાન રહ્યું છે. તું દુઃખી થોડો જ થઈ શકે છે ? ધન્ય છે, વીર ! તને ધન્ય છે ! હાડા વંશને તેં ગૌરવના ઉત્તુંગ શિખર ઉપર બેસાડી દીધો ! વાઘસિંહજી...

**વાઘસિંહ**—ભાભી, તમારી અશ્રુહીન આંખો નિહાળી મને ભય લાગે છે.

**કર્મવતી**—રડી રડીને જીવનને :આંસુઓની ધારામાં ડુબાડી દેવામાં કશો જ લાભ નથી; એટલે જ બધી આપત્તિઓને હસતાં હસતાં ઉડાવી દેવી એ જ ઉચિત જીવનમાર્ગ છે એમ માનું છું. વાઘસિંહજી, તમને ખબર છે કે આ દિલમાં શો ઉહાપોહ ચાલી રહ્યો છે?

**વાઘસિંહ**—તોફાન! આંધી!

**કર્મવતી**—હા, પરંતુ એનાથી પણ તીવ્ર તો એ બધાને અંદર ને અંદર દબાવી રાખવાની ઇચ્છા છે! હૃદય ઉપર પહાડ મૂકીને હાસ્ય વેરવું એ પ્રત્યેક ક્ષત્રિયાણીનું નિત્યકર્મ છે.

**વાઘસિંહ**—પરંતુ અસહ્ય દુઃખના આ પહાડને...

**કર્મવતી**—જરૂર, એને પણ હું વહી લઈશ. પતિના મૃત્યુના સમાચાર પણ મેં હસતાં હસતાં સાંભળ્યા હતા. ભાઈ, હજી મેવાડનું ઋણ નથી ચૂકવાયું! મેવાડ જેવી સુંદર ભૂમિ આપણને સોંપીને ભગવાને તો પોતાનું કર્તવ્ય પૂરું કર્યું છે. એની રક્ષા કરવી એ હવે આપણા જ સાહસનું કાર્ય છે. કોણ જાણે હજી કેટલીયે ભગિનીઓ એમના બાંધવો, કેટલી માતાઓ એમના લાડકા પુત્રો અને કેટલીયે પત્નીઓ એમના વહાલા પતિઓ આ ભૂમિને ચરણે ભેટ ધરશે ત્યારે આ ભૂમિ ઉપરનો આપણો અધિકાર સ્થિર થશે! અર્જુને તો કેવળ મારી જ રાખડીનું ઋણ ચૂકવ્યું, પરંતુ તમારે સૌએ તો તમારા દેશનું ઋણ ચૂકવવાનું છે. તમારી પાસે તો આથી પણ વધુ આશા છે.

**એક સામંત**—મા! મા! પ્રાણ અર્પણ કરી દેવામાં અમે જરાય અચકાતા નથી, પરંતુ કિલ્લાનું રક્ષણ હવે નહિ થઈ શકે!

**બીજો સામંત**—કિલ્લાના તૂટેલા ભાગમાંથી શત્રુસેના પ્રવેશ કરશે. જ્યારે આ તીડોનું દળ યુરોપીય તોપખાના સાથે આગળ ધપશે ત્યારે એને કોણ રોકશે?

**[ સૈનિકનાં વેશમાં જવાહરબાઈ અને ચારણી પ્રવેશ કરે છે ]**

**જવાહર૦**—દુર્ગનું રક્ષણ સ્વયં દુર્ગા કરશે.

**કર્મવતી**—અત્યારે તો તમે જ દુર્ગા સમાન દેખાઓ છો!

**વાઘસિંહ**—દિલમાં થાય છે કે તમારી ચરણરજ લઉં!

**જવાહર૦**—કોણ કહેતું હતું કે દુર્ગની રક્ષા નહિ થઈ શકે? દીવાલ તૂટી છે તો ભલે તૂટી! મેવાડની એકએક નારી અભેદ્ય દીવાલ છે. જ્યાં સુધી અમારા હાથમાં તલવારો છે, દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી શત્રુસેનાનું એક પક્ષી પણ ચિતોડમાં નહિ પ્રવેશી શકે. યુરોપીય તોપખાનું તો શું, પરંતુ વિધાતાનું વજ્ર પણ અમને હઠાવવા શક્તિમાન નહિ બને!

**વાઘસિંહ**—સદીઓથી કેવળ નકશાની નિર્જીવ લીટીઓ જોઈને મેવાડના વીરો આહુતિ નથી આપતા આવ્યા, પરંતુ તમારા જેવી વીરાંગનાઓની આંખનો ઇશારો જ એમને બલિદાનના માર્ગે ખેંચતો રહ્યો છે. ભાભી! આજે તમને કહેતાં શરમ આવે છે, તમે તો સાક્ષાત કરાલા કાલી-ભૈરવી-છો! નિર્જીવ પાષાણનો દેહ ત્યજી મંદિરમાંથી નીકળી પડ્યાં છો. આ તલવાર જાણે સાક્ષાત કાલભૈરવીની જીભ જ!

**જવાહર૦**—ખરેખર એ ભૈરવીની જીભ છે! વર્ષોથી તરસી છે! ચાલો! વીરો! ચાલો! આજે એની તરસ છિપાવવી છે! ચારણી, ગા! એક શક્તિગાન ગા!

**ચારણી**—( ગાય છે )

આજ શક્તિ કા તાંડવ હો!
યુગ-યુગ સે હૈ ખપ્પર ખાલી,
સોચ-વિચાર ન કર અબ કાલી,
ભર ઉસમેં લોહી કી લાલી,

યહી આજ તવ આસવ હો !
આજ શક્તિ કા તાંડવ હો !

દેખેં લોચન જબ રતનારે,
ટૂટ પડેં અંબર કે તારે,
મૂર્છિત હોં નિશિચર, હત્યારે,

જબ માઁ તવ રવ ભૈરવ હો !
આજ શક્તિ કા તાંડવ હો ! *

( ગાતાં ગાતાં સૌ ચાલ્યાં જાય છે )

( પડદો પડે છે )

---

*મા ! યુગોથી તારું ખપ્પર ખાલી છે; હે કાલી મા ! હવે કશો વિચાર કર્યા વિના આજે શક્તિનું તાંડવ થવા દે ! એમાં રક્તની લાલી ભર, એને જ તારો નશો બનાવ; આજે શક્તિનું તાંડવ થવા દે.

મા ! તારો નાદ ભયાનક બને ત્યારે તારાં લાલ લોચન જોઈ આકાશના તારા તૂટી પડે, અને નિશિચરો અને હત્યારા મૂર્છિત બને એવું, શક્તિનું તાંડવ આજે થવા દે !

## દૃશ્ય સાતમું

**સ્થળ** : ચિતોડના કિલ્લાની તૂટેલી દીવાલથી થોડે અંતરે

[ બહાદુરશાહ સૈનિકવેશમાં ઉઘાડી તલવારે આંટા મારી રહ્યો છે ]

**બહાદુર૦**—આજે હવે બહાદુરશાહની બહાદુરીનો ડંકો દુનિયાના પટ ઉપર બરાબર વાગવાનો. મોટી મોટી સલ્તનતોની મશ્કરીઓ કરતું ચિતોડ આજે ધૂળ ભેગું થઈ જ જવાનું. રાણા સાંગા! તમે હોત તો આજે નજરોનજર જોત કે ગુજરાતનો બાદશાહ માત્ર માટીનું જડ પૂતળું જ નથી; એની આંખ લાલ થતાં મેવાડ જેવા સેંકડો કિલ્લાને એ ધૂળ ભેગા કરી શકે છે. ચિતોડ! સદીઓથી ઉન્નત મસ્તક રાખી તું ઈશ્વરી ગૌરવ રૂપે હસી રહ્યું છે—આજે લોહીથી તરબોળ થઈને પણ એ જ રીતે હાસ્ય વેરી રહ્યું છે. તારી એક દીવાલ તૂટી છે, પરંતુ તું તો હજી હાસ્ય વેર્યે જ જાય છે. એ નિરર્થક હિંમત છે. તારી હિંમતને સદાને માટે નાબૂદ કરવાનું બીડું આ બહાદુરશાહે ઝડપ્યું છે.

[ મુલ્લુખાં અને એક પોર્ટુગીઝ સેનાપતિ પ્રવેશ કરે છે ]

**બહાદુર૦**—કેમ સુબેદાર! હજી આપણી સેના કિલ્લામાં પ્રવેશ નથી કરી શકી? શું તૂટેલી દીવાલ...

**મુલ્લુખાં**—બાદશાહ સલામત, એક દીવાલ તો તૂટી ગઈ પરંતુ એથી પણ મજબૂત બીજી દીવાલ સામે આવીને ઊભી થઈ ગઈ છે.

**બહાદુરo**—બીજી દીવાલ બનાવી લીધી ? આટલી જલદી ? અને શું તમે બધા તાબૂતની જેમ જોઈ રહ્યા ?

**પોર્ટુo સેનાo**—ના, ના, જનાબ ! એ દીવાલ કાંઈ ઈંટ-પથ્થરની નથી, એ તો હાલતી-ચાલતી, વીજળી જેમ ચમકારા દેનારી, આગની જેમ બાળીને ભસ્મ કરી નાખનારી દીવાલ છે.

**મુલ્લુખાં**—રાજમાતા જવાહરબાઈ ખુદ કિલ્લાના તૂટેલા ભાગનું રક્ષણ કરી રહ્યાં છે. તૂટેલી દીવાલના સાંકડા રસ્તા ઉપર એ મોતની સાક્ષાત પ્રતિમાની જેમ ઊભાં છે; જે આગળ ધપે છે તેને જહન્નમમાં પહોંચાડી દે છે.

**પોર્ટુo સેનાo**—કેવું મનોહર એ દૃશ્ય ! પ્રમાણિકતા જેટલી સૌંદર્યવાન એ સ્ત્રી બન્ને હાથે તલવાર વીંઝતી આપણી સેના ઉપર તૂટી પડી ! લડવું છોડી હું તો તમાશો જ જોવા લાગ્યો. દિલમાં થઈ આવ્યું કે એના ચરણમાં માથું મૂકી દઉં.

**મુલ્લુખાં**—એની તલવાર મૃત્યુઘંટ સમાન હતી. એને લડતી જોઈ રજપૂતોની સેના જોશમાં આવી ગઈ, એને ચેતનનો નશો ચડ્યો, એ ગાંડીતૂર બની. આપણે મુસલમાનો દેવી દેવતામાં માનતા નથી. પરંતુ એ ખરેખર દેવી છે. શું કરું ? એનાં અગ્નિ સમાં નેત્રો નિહાળી આપણી તોપો ગોળા વરસાવવાનું જ ભૂલી ગઈ.

**પોર્ટુo સેનાo**—કાળી ઘટા સરખા કેશ હવામાં ઝુલાવતી, વીજળીની જેમ તલવાર ચમકાવતી જ્યારે એ સેના ઉપર તૂટી પડી ત્યારે જાણે આપણી ફોજને તો ઊંઘ આવી ગઈ !

**બહાદુરo**—ધિક્કાર છે આવા સેનાપતિઓને ! તમારાથી તો એક સ્ત્રી પણ સારી ! ( પોર્ટુગીઝ સરદારને ) આવું સામર્થ્ય લઈને દુનિયામાં ખળભળાટ મચાવવાની બડાશો હાંકો છો ? અને...મુલ્લુખાં ! તમને શું લકવો થઈ ગયો છે ? આજે કિલ્લો કબજે થવો જ જોઈએ.

ચાહે દેવતા સામે કેમ ન આવે, આસમાનમાંથી વીજળી કાં ન તૂટી પડે, જમીનમાંથી આગ કાં ન ફાટી નીકળે, પરંતુ આજે કિલ્લામાં પ્રવેશ થવો જ જોઈએ! ચાલો, હું પણ આવું છું!

[ ત્રણે જાય છે. ભીલસૈનિકો સાથે વિજયસિંહ પ્રવેશ કરે છે ]

**વિજય૦**—આહ, કેવું ભયંકર યુદ્ધ! બન્ને હાથમાં તલવાર લઈ રાજમાતા જવાહરબાઈ કાલભૈરવીની જેમ શત્રુસેનાનો સંહાર કરી રહ્યાં છે. એમનો આખોયે દેહ લોહીથી તરબોળ થઈ ગયો છે! આ દૃશ્ય જોઈ મેવાડનાં મુડદાંમાં પણ કેમ પ્રાણ ન સ્ફુરી ઊઠે! લો, આ બહાદુરશાહ, મુલ્લુખાં અને પોર્ટુગીઝ તોપખાનું આવી પહોંચ્યું! મહારાણી ઘેરાઈ ગયાં! અરેરે, શો અનર્થ થવા બેઠો છે! જુઓ, સેનાને છોડી એ શત્રુસેનામાં ઘુસી ગયાં! બસ, બસ, હવે વિલંબ ન ઘટે. સબળ, તું બીજી તરફથી આવી પહોંચ! પાંસસો ભીલોને લઈ શત્રુસેના ઉપર તૂટી પડો, અમે આ બાજુથી ચડીએ છીએ.

[ એક ભીલ એક તરફ અને બીજા બધા બીજી તરફ ચાલ્યા જાય છે. થોડી વારમાં મુલ્લુખાં અને એની સેનાથી ઘેરાયેલી જવાહરબાઈ આવે છે ]

**મુલ્લુખાં**—( દૂર ઊભો રહીને ) બહુ થયું, બહુ થયું હવે મહારાણી! વંદન છે તમારા શૌર્યને! પરંતુ હવે તમે અહીંથી નીકળીને નહિ જઈ શકો. તમારી સેના ઠીક ઠીક દૂર રહી ગઈ છે. તમારા બચાવ અર્થે હવે કોઈ નહિ આવી શકે. તલવાર અમારે હવાલે કરી દો. આ ખૂની ઘરેણું તમને શોભતું નથી. પણ તમે તો જાણે કાંઈ સાંભળતાં જ નથી. નહિ સાંભળો તો મરવું જ પડશે! ઠીક ત્યારે, તો હું લાચાર છું..............

[ આક્રમણમાં સામેલ થાય છે ત્યાં તો ભીલો સાથે વિજયસિંહ આવી પહોંચે છે ]

**વિજય૦**—ખબરદાર ! જીવ વહાલો હોય તો મહારાણી પર હાથ ન ઉઠાવશો !

[ એકાએક બધાનાં હથિયાર થંભી જાય છે ]

**મુલ્લુખાં**—અરે એ છોકરા ! તું વળી કોણ છે ?

**વિજય૦**—છોકરો ! હા, હા, હા, નહિ જાણતા હો ! હું છું તારો મૃત્યુઘંટ ! તને યુદ્ધનો શોખ છે ને ? આવ તો એ હું પૂરો કરું ! એક સ્ત્રી ઉપર આટલા બધા બહાદુરો એક સાથે હુમલો કરો છો ? કેમ જનાબ, તમારા દેશમાં આને જ બહાદુરી માનવામાં આવે છે, ખરું ને ? જાઓ છો ક્યાં ? ઊભા રહો; હમણાં જ તમને મેવાડી તલવારનું પાણી ચખાડું છું.

[ તલવાર ફેરવવા માંડે છે. લડતાં લડતાં બધા ચાલ્યા જાય છે, માત્ર જવાહરબાઈ બાકી રહે છે ]

**જવાહર૦**—કોણ છે આ બાળક ? (દૃષ્ટિ પડતાં જ આંખો ભરાઇ આવી, નસેનસમાં વીજળીનો ઝણકાર વ્યાપી ગયો, હૃદય ઉભરાઈ આવ્યું ) યુદ્ધ કરવામાં પણ કેટલો કુશળ છે ! જાણે દેવતાઓના સેનાપતિ ખુદ કાર્તિકેય ! સૌંદર્ય પણ એટલું જ ! એટલો જ વીર ! વિધાતા પણ મેવાડનું રક્ષણ ઇચ્છે છે; એટલે જ આ દૈવી સહાય આવી પહોંચી ! અરે, આટલી બધી મેવાડી સેના ક્યાંથી આવી પહોંચી ? આ લો, શત્રુસેના ભાગવા લાગી ! શાબાશ બેટા ! શાબાશ બચ્ચા !

[ વિજયસિંહ પ્રવેશ કરે છે ]

**જવાહર૦**—ધન્ય છે બેટા, તને ધન્ય છે ! આજે તેં મારા જ નહિ પરંતુ સમસ્ત મેવાડના જાનનું રક્ષણ કર્યું છે ! તારા ઉપકાર...

**વિજય૦**—મા, ઉપકારનું નામ ન લેશો ! આ તો કર્તવ્યપાલન કર્યું છે. તમારા ચરણની રજ લેવા દો. ( પગે પડે છે ) મા ! સાથીઓ રાહ જોતા ઊભા છે, હું જાઉં છું.

**જવાહર૦**—કેમ ? શું તું કિલ્લાની અંદર નહિ આવે ?

**વિજય૦**—ના !

**જવાહર૦**—કેમ ? બેટા ! કોણ જાણે કેમ પણ તને જોઈને રોમાંચ અનુભવું છું–જાણે તારી સાથે કોઈ જૂનો સંબંધ હોય ! ચાલ બચ્ચા, ચાલ, દુર્ગમાં ચાલ !

**વિજય૦**—ના, ના, ત્યાં મારું સ્થાન નથી.

**જવાહર૦**—આવા વીર પુત્ર માટે સ્થાન નથી ? તું છે કોણ ? સાચેસાચું બોલ !

**વિજય૦**—કોણ છું ? મેવાડના રાજવંશને આટલાં વર્ષો સુધી એ જાણવાની જરૂર ન જણાઈ તો આજે એ જાણવાની શી જરૂર છે ? મને વિસ્મૃતિના જંગલમાં જ છુપાઈ રહેવા દો. હું તો છું... મેવાડના એક રાજકુમારની ભૂલ !

[ એકાએક શ્યામા પ્રવેશ કરે છે ]

**શ્યામા**—મને ઓળખો છો, રાજમાતા ? ક્ષત્રિયાણી અને બાલડીમાં એક જ આત્મા વસે છે. એમને સરખા જ અધિકારો હોય છે. જો સમાજ આ વાતો માનતો હોય તો જે સિંહાસન ઉપર આજે વિક્રમાદિત્ય બેઠા છે એ સિંહાસન ઉપર મારો પુત્ર વિજય પણ બેસી શકત. પરંતુ......સિસોદિયા વંશમાં પેદા થયા છતાં એ આજે મેવાડના રાજમહેલને છોડી જંગલમાં વસે છે. શા કાજે ? જાણો છો ? તમારા દંભી વંશાભિમાન અને સમાજના અન્યાયને કારણે. ચાલ બેટા, ચાલ, તારું સાચું આસન મેવાડના રાજમહેલોની ગાદીઓ ઉપર નહિ, પરંતુ મેવાડની ધૂળ ઉપર જ છે.

**જવાહર૦**—કોણ ? શ્યામા ?

**શ્યામા**—હા, હું શ્યામા.

**જવાહર૦**—મેવાડના રાજમહેલમાં તને ક્યારે સ્થાન ન મળ્યું ? રાજ્ય ઉપર જેટલો મારો અધિકાર છે તેટલો જ તારો પણ છે. અહીં જ હું વિજયના કપાળમાં તિલક કરું છું, એને યુવરાજ

બનાવું છું. આ કંકુ નથી પરંતુ મારી તલવાર ઉપર ચોંટેલી લોહીની લાલી છે.

[ વિજયને તિલક કરે છે ]

**વિજય૦**—પરંતુ......! પિતાજી મને ઉપરથી પોકારી રહ્યા છે. મારે એમની પાસે જવું છે. હું યુવરાજ બન્યો છું...એકદમ યુવરાજ બન્યો ! હા, હા, હા ! કેવી અદ્દ્ભુત ઘટના ! એક દિવસ માટે, માત્ર એક જ દિવસ માટે, હું યુવરાજ બન્યો છું. મા ! રક્ત-તિલકનું ઋણ કાલે પ્રાણ અર્પણ કરીને ચૂકવવું છે તે તું જાણે છે? આટલા ટૂંકા સમય માટે આપની આજ્ઞાની હું કેમ અવગણના કરું ?

[પડદો પડે છે]

## અંક ત્રીજો

### દૃશ્ય પહેલું

**સ્થળ**: ધનદાસના મકાનની રવેશ

[ ધનદાસ અને મૌજીરામ રવેશમાં આંટા મારી રહ્યા છે ]

**ધન૦**—અહા...હા...હા...હા......

**મૌજી૦**—તમે પણ ગજબ છો! નકામા નકામા હસ્યા જ કરો છો!

**ધન૦**—તારી મા પણ અદ્‌ભુત છે! આભને થીગડું મારવા નીકળી છે! એની મૂર્ખાઈ ઉપર રડવું તો આવે જ છે, પણ એથી વધુ તો હસવું જ આવે છે.

**મૌજી૦**—આભને તે વળી થીંગડું કેવું?

**ધન૦**—વિપત્તિનાં વાદળ જે વર્ષોથી મેવાડ ઉપર ઘેરાયાં હતાં, એ આ વર્ષે ફાટ્યાં; આ અભાગી દેશ ઉપર બધી જ વિપત્તિઓ એક સાથે ઊતરી પડી છે! દેશને ખાતર પ્રાણ અર્પણ કરી જેઓ પોતાની બેવકૂફીને કારણે પોતાનાં બાળકોને અનાથ બનાવી ચાલ્યા ગયા એમને ધનદાસનું ધન તે ક્યાં સુધી પાળીપોષી શકે?

**મૌજી૦**—મને એક વાતની ખબર પડી ગઈ છે!

**ધન૦**—શી વાત?

**મૌજી૦**—એ કાંઈ જેવી તેવી મામૂલી વાત નથી; એવી વાત તો વ્યાસજીને પણ ન સૂઝે !

**ધન૦**—અરે પણ કહીશ તો ખરોને ?

**મૌજી૦**—ગણેશને પણ ન સૂઝે ! તમારી જેમ તે પણ લંબોદર તો છે, પણ તેમનું વાહન ઊંદરડો છે ! એટલે એમનું મગજ પણ ઊંદરડાની રીતે ચાલે છે.

**ધન૦**—વાહન ઉપરથી મગજનું માપ કાઢવામાં આવે તો કહેવું જોઈએ કે મહાદેવનું મગજ બળદની જેમ દોડે છે.

**મૌજી૦**—દોડે છે એટલુંજ નહિ પણ શીંગડાંયે મારે છે.

**ધન૦**—સિસોદિયા વંશ પણ એવા જ મગજથી કામ કરે છે. ભોળપણ તો એવું કે પોતાના દુશ્મનને પણ વરદાન આપી દે, અને જ્યારે ભસ્માસુર તેમને બાળી નાંખવા આવે ત્યારે માર્યા-માર્યા ફરે. ક્રોધી એવા કે ત્રીજું લોચન ખોલતાં જ આખા વિશ્વને ભસ્મ કરવા તૈયાર થઈ જાય !

**મૌજી૦**—વાહ, પણ મારી વાત તો વચમાં જ રહી ગઈ.

**ધન૦**—હા, હા, બોલ. તું શું કહેતો હતો ?

**મૌજી૦**—હું એમ કહેતો હતો કે આ દુનિયા ઉપર પહાડોનું જે સ્થાન છે, તે પાપી લોકોનું પણ છે.

**ધન૦**—કેવી રીતે ?

**મૌજી૦**—તેમના ભારને લીધે તો પૃથ્વી દબાઈ રહી છે, નહિ તો સૂર્યના ખેંચાણને લીધે સીધી જ તેની સાથે ભટકાત અને બધું બળીને ભસ્મ થઈ જાત !

**ધન૦**—અને જાડા માણસોનો પણ એ જ ઉપયોગ છે.

**[ માયા એક બાજુથી આવી બીજી બાજુથી જવા માગે છે ]**

**ધન૦**—હરણીની જેમ ભાગે છે કેમ ? હું શિકારી નથી

કે તને વીંધી નાખીશ. બાણુ છોડતાં આવડતું હોત તો બહાદુરશાહની સેનાને એક જ અગ્નિ-બાણથી પૂરી ન કરી નાંખત !

[ માયાનો હાથ પકડે છે ]

**મૌજી૦**— અર્જુનની જેમ હવાઈ કિલ્લા તો આજે પણ બાંધી શકો છો !

**માયા૦** — તમે બન્ને હવાઈ કિલ્લા બાંધ્યા કરો ! મારે તો કામ છે; છોડો મને. હજી મારે અનાથોની મદદે જવું છે.

**ધન૦**— પુરાણોમાં પણ લખ્યું છે કે માયા ચંચળ હોય છે, એ ખોટું હોઈ જ ન શકે. પણ આટલા વહેલા જવાની શી જરૂર છે ? હજી તો ખૂબ વખત છે. જરા વાર પછી જજે.

**માયા**—કાળ તમારા જેવા અજગરોની જેમ પડી રહેલો હશે, એમ ને ?

**ધન૦**— એ તો તારા જેવી હરણીઓની જેમ કૂદકે ને ભૂસકે ભાગતો ફરે છે !

**મૌજી૦**— પણ એ ભાગતો નજરે તો નથી પડતો !

**માયા**— જેનું હૈયું જ ફૂટયું છે એને માટે તો રાત ને દહાડો બધું સરખું છે. એને માટે વખત આવતોય નથી ને જતોય નથી. ( વાત બદલીને ) હાં, તો હું જાઉં ?

**ધન૦**—અને આ બધી થેલીઓ ક્યાં ઉપાડી ? કાંઈક તો કહેતા દે !

**માયા૦**—કૂતરાની પૂછડી વાંકી તે વાંકી ! તમારી ધનલોલુપતાની પણ એ જ દશા છે. [ જાય છે ]

**ધન૦**—નદીને બાંધી લો તો પાણી ગંદુ થઈ જાય; ધનને બંધનમાં મૂકો તો સમાજ નિર્બળ થઈ જાય. જા, માયા ! જા. તું

વર્ષાઋતુના પૂરની જેમ વહે! અને તિજોરીઓના ધનને રેતીની જેમ ઢસડી જા!

મૌજી૦—તમે કાંઈ નવીન સાંભળ્યું?

ધન૦—કેમ શું?

મોજી૦—કહે છે કે બાદશાહ હુમાયુ બહાદુરશાહ સામે યુદ્ધ માટે આવે છે!

ધન૦—ખરેખર? ત્યારે તો આપણું કામ પાક્યું! હવે તો ઘી કેળાં!

મોજી—પણ માથું કઢાઈમાં!

ધન૦—બસ, હવે તો પોબાર છે! હવે તો મોટા મોટા સાંઢ મેદાનમાં ઊતરવાના!

મોજી૦— એમાં તમને શો લાભ?

ધન૦—એક લડાઈ નો લાભ તો તારી માએ ન લેવા દીધો, પણ આ વખતે તો જરૂર લાભ લેવાનો. દેશભક્તિની દેશભક્તિ મેં પેટપૂજાની પેટપૂજા! એક પંથ ઔર દો કાજ! યશલાભ પણ થાય અને અર્થ લાભ પણ થાય! હુમાયુની સેનાને સરસામાન પૂરો પાડવાનો ઇજારો બીજું કોણ લઈ શકે એમ છે?

મોજી૦— તમે પણ જબરા છો! મહારાણાને ભોગવિલાસમાં નાખી બહાદુરશાહને જઈ ને મળ્યા અને હવે વળી હુમાયુને ઠગવાની યુક્તિ વિચારો છો!

ધન૦—વાહ, વાહ, આને તો લોકો દેશનું ઋણ અદા કર્યું એમ કહેશે! આનું જ નામ રાજનીતિ; એનાં અનેક પાસાં છે! અરેરે, વળી આજે પેલી ભુલાયેલી ધનસ્તુતિ યાદ આવે છે...
"પિતુ-માતુ-સહાયક-સ્વામી-સખા તુમ હી દેવ હમારે હો"

(બોલતો બોલતો એક તરફ ચાલ્યો જાય છે)

મૈત્ર— પિबन्ति नद्यः स्वयमेव नोदकं
स्वयं न खादन्ति फलानि वृक्षाः।
धाराधरो वर्षति नात्महेतवे
परोपकाराय सतां विभूतयः॥

[શ્લોક વાંચતો વાંચતો બીજી તરફથી ચાલ્યો જાય છે]

(પડદો પડે છે)

## દૃશ્ય બીજું

**સ્થળ : ચંબલ નદીને કાંઠે હુમાયુની લશ્કરી છાવણી**

[હુમાયુ, તાતારખાં અને હિંદુબેગ બેઠાબેઠા વાતો કરી રહ્યા છે]

**તાતારખાં**—બાદશાહ સલામત! બહાદુરશાહના પત્ર ઉપર કાંઈક તો વિચાર કરવો જોઈએ! તમે તો વાંચતાંની સાથે જ એને ફાડીને ફેંકી દીધો! ચારે બાજુ આપના દુશ્મનો વધી રહ્યા છે! લોદી વંશ હજુય ઊંચું માથું રાખીને વાટ જોઈ રહ્યો છે! શેરખાં શક્તિ સંગઠિત કરી રહ્યો છે! તમારા ભાઈઓ તો તમારાથી છૂટા પડી ગયા છે. મારી તુચ્છ બુદ્ધિ પ્રમાણે તો બહાદુરશાહને અત્યારે દોસ્ત બનાવી શકાય તો સારું થાય. દિલ્લીની સલ્તનતને કાયમ રાખવા……

**હુમાયુ**—તાતારખાં! દિલ્લીની સલ્તનત તો શું. સમગ્ર સંસારની સલ્તનત કરતાં પણ કીમતી એક બીજી સલ્તનત છે! એ છે માનવતાની સલ્તનત! પ્રેમ અને મહોબ્બતની સલ્તનત! સિકંદર શાહે ઇરાનથી માંડી હિંદુસ્તાન સુધી સલ્તનત કાયમ કરી હતી. ક્યાં છે આજે એની એ સલ્તનત? ક્યાં હરાઈ ગઈ એમની જિંદગીભરની એ કમાણી? પરંતુ જેમણે હૃદય જીત્યાં હતાં, તે સૌ આજે પણ જીવિત છે. આજ સુધી તેઓ હુકૂમત ચલાવી રહ્યા છે. માનવતાની તાકાતના આધારે આજે પણ સંસારમાં એમની સલ્તનત ટકેલી છે. હજરત મહમદસાહેબે મનુષ્યને સમગ્ર સંસાર સાથે પ્રેમ કરવાની તાલિમ

આપી; આજે એ મનુષ્યોના હૃદય-આકાશમાં સિતારાની જેમ ચમકી રહ્યા છે. જાણે આજે પણ એ ઇશારાથી કહી રહ્યા છે કે, "ધન-દોલતની તૃષ્ણા છોડી માનવતાની સલ્તનત કાયમ કરો."

**હિંદુબેગ**—હજૂરે આલા! સાચું પૂછો તો તમે બાદશાહ હોવા છતાં ફકીર છો. બેઅદબી માફ કરો, ફકીરીથી બાદશાહત નથી જાળવી શકાતી!

**તાતારખાં**—જે મહમદસાહેબના વચનો પ્રમાણે વર્તવાની તમે હિમાયત કરો છો એ જ ધર્મની વૃદ્ધિ અર્થે બહાદુરશાહ પ્રયત્ન કરી રહ્યો છે. તમારે એને સાથ...........

**હુમાયુ**—કેવી ભ્રમણા! ધર્મ શું કોઈ એવી દુન્યવી ચીજ છે કે જે એક તુચ્છ માનવીના ફેલાવ્યાથી ફેલાય? જરા વિચાર તો કરો કે, સૂર્યના તેજને ફેલાવવાનું શું મનુષ્યનું કાર્ય છે? શું આપણે મરજી થાય ત્યારે ચાંદનીને અંધકારમય બનાવી શકીએ? શું હવા આપણો આદેશ ઉઠાવે છે? આપણા કહેવાથી ફૂલોની સુગંધ અહીંથી તહીં આવજા કરી શકે છે? શું...શું આપણા ઉપાયો બધા નિરર્થક છે? ઈશ્વરનિર્મિત ચીજો આપોઆપ સંસારમાં સર્વત્ર વહેંચાઈ જાય છે. દીને-ઇસ્લામ આપણી તલવારથી નથી ફેલાવાનો! તલવારથી તો ધાર્મિક વેર-ઝેર, જુલમો, અન્યાય અને અપ્રામાણિકતા જ ફેલાવાનાં. ધર્મના ફેલાવા માટે આપણે ધર્મનો પ્રામાણિકતાપૂર્વક અમલ કરવો એ જ એક માર્ગ છે. બીજાઓ ઉપર જબરજસ્તી કરી, ધર્મ ફેલાવવાનો પ્રયત્ન કરવો એ તો ઈશ્વરનું કાર્ય પોતાને માથે ઉપાડવા સમાન છે—કુદરતના કાર્યમાં માથું મારવા સમાન છે. મને તો લાગે છે કે એ તદ્દન બેવકૂફી છે.

**તાતારખાં**—આટલી ઉચ્ચ કક્ષાએથી હું તો નથી વિચારી શકતો. હું તો એક જ વાત જોઉં છું, સાફ રૂપમાં જોઉં છું કે બહાદુરશાહ એક મુસલમાન છે; મેવાડના મહારાણા કાફર છે. ને એમાંથી

એકની પસંદગીનો સવાલ આવે તો હું તો બહાદુરશાહને જ પસંદ કરું. આપને સાથ દેવામાં મારું મન માનતું નથી. જે કાંઈ ઠીક લાગ્યું તે વિવેકપૂર્વક આપની હજૂરમાં કહી દીધું! હવે તો જહાંપનાહની જેવી ઇચ્છા!

( નેપથ્યમાં ગીત સંભળાય છે )

આજ ખુદા ખુદ હૈ હૈરાન
પિલા રહા હૈ તુમ્હેં તઅસ્સુબ કી શરાબ શૈતાન
કહાઁ લિખા હૈ હમેં બતાઓ ખોલો વેદ-કુરાન
જો ન તુમ્હારા મજહબ માને લે લો ઉસકી જાન ?
મંદિર-મસજિદ કાબા-કાશી સબ મેં ઉસકી શાન,
એક દીન સારી દુનિયાઁ કા 'નેકી કર ઇનસાન.'
સબ સે પ્રીતિ નિભાના સીખો, બનો ન યોં હૈવાન !
છેદ રહે હો જિગર ખુદા કા તુમ તલવારેં તાન !*

[ શાહશેખ ઓલિયો ગાતાં ગાતાં પ્રવેશ કરે છે ]

**હુમાયુ**—ઇશ્વરનો પવિત્ર અવાજ મારા કાન સુધી પહોંચાડનાર તમે કોણ છો?

**શાહશેખ**—એક અદનો ફકીર છું! બાદશાહ બહાદુરશાહનો ગુરુ શાહશેખ ઓલિયો છું!

---

* સેતાન તમને ધાર્મિક ઝનૂનનો નશો ચડાવી રહ્યા છે; એથી તો આજે ખુદ ઈશ્વર પણ હેરાન છે.

વેદ અને કુરાનનાં પુસ્તકો ઉઘાડો અને અમને બતાવો કે જે તમારો ધર્મ ન માને એનો જાન લેવાનું એમાં ક્યાં લખ્યું છે?

મંદિર અને મસ્જિદ, કાબા અને કાશી બધે જ એનો પ્રભાવ છે; સંસારભરમાં એક જ પ્રકારનો ધર્મ છે, જેનો એક જ આદેશ છે કે, 'માનવી, તું ભલાઇ કર'!

સૌની સાથે પ્રેમથી રહેતાં શીખો; આજે બન્યા છો તેવા પશુ-હેવાન ન બનો, તલવારો ખેંચીને તો તમે ઈશ્વરના આત્માને છેદી રહ્યા છો!

**હુમાયુ**— શું ફરીથી બહાદુરશાહે કાંઈ સંદેશો મોકલ્યો છે? શાહસાહેબ, આપનું આગમન નિરર્થક બનવાનું. હું મારો માર્ગ નહિ છોડી શકું.

**શાહ૦**—માર્ગ નહિ છોડી શકું? એટલે શું? શું તું મેવાડની રક્ષા નહિ કરે? શું તારા ઉપર પણ બહાદુરશાહની જાદુઈ મોહિની અસર કરી ગઈ?

**હુમાયુ**—જાદુ! હા, જાદુએ મારા ઉપર જરૂર અસર કરી છે; પરંતુ એ જાદુ બહાદુરશાહનો નથી; પરંતુ એ તો બહેન કર્મવતીના આ બે ધાગાએ જાદુ ચલાવ્યો છે! હું બહાદુરશાહને એની સજા કર્યે જ છોડીશ! શાહસાહેબ, આપની મહેનત નકામી જશે.

**શાહ૦**—શાબાશ, હુમાયુ, શાબાશ! એ જ જાણવા હું આવ્યો હતો. બહાદુરશાહ મારો શિષ્ય છે; પ્રાણથી પણ વહાલો છે. પરંતુ એને એટલા માટે ચાહું છું કે એ બાદશાહ ન બનતાં મનુષ્ય બને, સલ્તનતની વૃદ્ધિ કરવાની લાલચને ધર્મના પલ્લામાં ન ભરે! હુમાયુ, તારે બહાદુરના માથા ઉપરથી સેતાનને ઉતારવો પડશે. સેતાન ન ઊતરે તો એ માથાને પણ ઉતારવું પડશે.

**તાતારખાં**—શાહસાહેબ! તમારા જ શિષ્યની બુરાઈ ઇચ્છો છો?

**શાહ૦**—ભલા માણસ, સારા-નરસાની તને શી સમજ પડે? જેના મગજમાં જુલમ કરવાનું જ ભૂત ભરાય એના મગજને નષ્ટ કરવું એમાં જ એનું મોટું હિત સમાયેલું છે. હુમાયુ, જે ગતિએ તું જઈ રહ્યો છે એથી કામ નહિ પાર પડે. મેવાડનો નાશ હાથવેંતમાં છે. કિલ્લાની એક બાજુની દીવાલ તો તૂટી પણ ગઈ છે. મહારાણા કિલ્લામાંથી નીકળી ક્યાંક ભાગી છૂટ્યા છે. માથાં મૂકીને લડે તો પણ કિલ્લામાં બચેલા મુઠ્ઠીભર રજપૂતો ક્યાં સુધી લડી શકે?

**હુમાયુ**—ચિતોડના ગઢની એક દીવાલ તૂટી ગઈ છે! મહારાણા ભાગી ગયા છે! શેખસાહેબ! તમે આ શું કહો છો? ઈશ્વરને

પ્રાર્થના કરું છું કે ચિતોડ અને ચંબલ વચ્ચેનો સમગ્ર ભૂપ્રદેશ અલોપ થઈ જાય યા તો ભયાનક આંધી મને જ એના વમળમાં ઉડાડી ચિતોડના કિલ્લામાં પહોંચાડી દે! મારી સમસ્ત સેના ભલે અહીં રહે, પરંતુ હું એકલો મેવાડની આ મુસીબતમાં સામેલ થઈ, એ વીર મેવાડી રજપૂતો સાથે એક અદના સિપાહીની જેમ ખભો મિલાવી લડું! બહેન કર્મવતીનાં પગલાંની પવિત્ર રાખ ઉપર માથું ઢાળવાનો લહાવો લઈ શકું! લડતાં લડતાં જાન અર્પણ કરી એની રક્ષાનું ઋણ અદા કરી શકું!

**શાહ૦**—હું પણ એ જ ઇચ્છું છું કે તું બને તેટલો જલદી ચિતોડ પહોંચે! તને વિલંબ થતાં હિંદુઓને થશે કે તેં દગો દીધો, આપત્તિ-કાળમાં જૂઠો વિશ્વાસ આપ્યો! એથી સમસ્ત મુસ્લિમ કોમ બદનામ થશે, ભાઈઓ બહેનોની રાખડીની કિંમત કરતા અટકશે, બહેનો ભાઈઓ ઉપર વિશ્વાસ નહિ રાખે!

[ એક સિપાહી પ્રવેશ કરે છે ]

**હુમાયુ**—શા સમાચાર લાવ્યો છે?

**સિપાહી**—જહાંપનાહ! શેરખાંએ ફરીથી ફોજ એકત્રિત કરી બંગાળા અને બિહાર ઉપર કબજો કરી લીધો છે.

**તાતારખાં**—જુઓ, વિચાર કરો, બાદશાહ સલામત! હજુયે વિચાર કરવાનો મોકો છે! વિચાર કરીને હુકમ આપો કે કઈ તરફ કૂચ કરવી છે? બંગાળા તરફ કે ચિતોડ તરફ! આપ સલ્તનતની રક્ષા માગો છો કે એક હિંદુ બહેનના ઇશારા ઉપર કુરબાન થવા માગો છો!

**હુમાયુ**—તાતરખાં, મેં પૂરો વિચાર કરી લીધો છે! હું રાખડીનું ઋણ ચુકવવા જવાનો જ. સલ્તનત જતી હોય તો ભલે જાય! ધર્મને માર્ગે જનાર મનુષ્યને સજા દેવી હોય તો ઈશ્વર ભલે તેમ કરે! મને એની ફિકર નથી. ચિંતા એક જ વાતની છે કે કદાચ વખતસર મારાથી પહોંચાશે નહિ! તાતરખાં! હિંદુબેગ! એક ક્ષણનો પણ

વિલંબ ન કરો! જાઓ, આ જ ક્ષણે કૂચનું રણશિંગું ફૂંકો. અને હાં, એક બીજી વાત, મહારાણાને શોધી એમને આપણી પાસે લાવવા પણ કેટલાક માણસો મોકલવા જોઈશે.

[ હિંદુબેગ અને તાતારખાં જાય છે ]

**શાહ૦**—શાબાશ, હુમાયુ, શાબાશ! તું જ એક સાચો મુસલમાન છે, તું જ સાચો મનુષ્ય છે. તારી મુશ્કેલીઓમાં પણ સૌંદર્ય ભર્યું હશે, તારું મૃત્યુ પણ ઈશ્વરના હોઠની જેમ દુનિયાની સ્પર્ધાને પાત્ર થશે! જા, જા, તારા ઉપર ઈશ્વરની કૃપા પ્રગટે છે.

[ જાય છે ]

**હુમાયુ**—બહેન કર્મવતી! પતિના દુશ્મનની સહાય માગવી, એને ભાઈ બનાવવો, વિશ્વાસનો સૌથી પવિત્ર અને વહાલો ભાગ એને અર્પણ કરવો, એમાં ખરેખર કેટલું હૃદય-ઔદાર્ય છે! બહેનનો પ્યાર! હાય, મારે માટે એ સદાય સ્વપ્નવત હતો! એ વહાલનું અમૃત પીવા સદાય આ હોઠ તલસતા હતા! આજે જ્યારે તું એનો ભરેલો કટોરો લઈને વાટ જોઈ રહી છે ત્યારે તારી પાસે પહોંચવાનો માર્ગ નથી! અફસોસ, ક્યાંક મારા આવવા પહેલાં જ...........

[ જાય છે ]

[ પડદો પડે છે ]

## દશ્ય ત્રીજું

**સ્થળ:** કર્મવતીનો મહેલ

**કર્મવતી**—સૂર્ય ભગવાન અસ્તાચળે ઊતરી રહ્યા છે; કદાચ મેવાડનું સૌભાગ્ય પણ સાથે સાથે જ ઊતરશે! આકાશમાં મેઘથી પણ કાળી ઘટાઓ છવાઈ ગઈ છે. મેવાડનું ભાગ્ય-આકાશ પણ કાળું બની ચૂક્યું છે. ક્યાંય આશાનું નક્ષત્ર નજરે નથી પડતું. હુમાયુ! તું પણ સમયસર ન પહોંચી શક્યો? તારું આશ્વાસન વ્યર્થ હતું? શું તું પણ ધાર્મિક અંધવિશ્વાસની અંધકાર-ભેખડે ચડી ગયો? ના, ના, એમ ન બને! રાખડીના એ ધાગામાં એટલી શક્તિ છે, એનો એટલો પ્રકાશ છે કે એમાં સંકુચિતતાનાં ધુમ્મડ રહી જ ન શકે. ધ્રુવ તારા સમાન એ એક જ દિશા બતાવે છે, બલિપથ તરફ પ્રયાણ—સર્વસ્વ સમર્પણનો માર્ગ. જે યોદ્ધાને હાથે એ ધાગા બંધાયા હોય છે એને મહાકાલ સ્વયં પોતાનું ત્રિશૂળ આપી દે છે, શક્તિ એનું ખડ્ગ અર્પે છે, ઇન્દ્ર એનું વજ્ર ધરે છે, અને વિષ્ણુ એનું સુદર્શન ચક્ર! હુમાયુ! તું મુસલમાન છે, તેથી શું થયું? શું તું મનુષ્ય નથી? ભાઈ-બહેનનો સંબંધ ધાર્મિક સંકુચિતતાથી ઊંચી ભૂમિકા ઉપર વિરાજિત છે; આ મર્ત્ય જગતનો એ સુન્દરતમ પદાર્થ છે. તું શું એને ઠોકરે મારશે? હૃદયમાં કોઈ કહે છે........“ના, ના” પરંતુ...........જ્યારે બધું સમાપ્ત જ થઈ જશે ત્યારે...........

**( વાઘસિંહ, વિજયસિંહ, ભીલરાજ તથા બીજા સામંતો પ્રવેશ કરે છે )**

**વાઘસિંહ**—બસ, બધું ખતમ થઈ ગયું ! ભાભી, મેવાડની મહાશક્તિ આપણને છોડીને ચાલી નીકળ્યાં ! કરાળ કાળનું પૂર્ણ તેજ એકાએક જવાહરબાઈમાં ઝળકી ઊઠ્યું હતું. અમને શી ખબર કે એ મેવાડના શક્તિ-દીપકની બુઝાતી અંતિમ જ્યોતિ હશે ? ભાભી, જવાહરબાઈ પણ...........

**કર્મવતી**—હું જીજી પણ..........

**વાઘસિંહ**—હા, હા, ભાભી, એ પણ. વીજળીની જેમ અચાનક ચમકતાં ચમકતાં એક ચમકારાની જેમ સમગ્ર વિશ્વનાં નેત્રોને ઝાંખાં પાડી, હજારો શત્રુઓનાં ગર્વયુક્ત મસ્તકોને ભાંગી ભૂકો કરતાં, એ એકાએક અંતર્ધાન થઈ ગયાં.

**વિજય૦**—રાજમાતા દુર્ગાની પ્રત્યક્ષ મૂર્તિ હતાં ! જેમણે એમની સંહાર લીલા નિહાળી એ પોતાની વીરતાનો ગર્વ કરવાનું ભૂલી ગયા ! સંસારના ઇતિહાસની છાતી ઉપર લોહીની શાહીથી એ બલિદાનની શાશ્વત રેખા અંકિત કરી ગયાં છે ! એ રેખાને નિહાળી નિહાળીને મેવાડનાં સંતાન ગાંડાંગાંડાં થઈ જશે !

**ભીલરાજ**—તૂટેલી દીવાલની મધ્યમાં ભેખડની જેમ એ ખોડાઈ ગયાં હતાં. એમના વીરત્વના માત્ર એક જ ચમકારાથી બહાદુરશાહની આંખો અંજાઈ ગઈ ! તરત જ તોપખાનું શરૂ થયું. તોપોના ધૂમાડાથી આકાશ છવાઈ ગયું. એની ઘોર ગર્જનાઓથી પહાડો ધણધણી ઊઠ્યા, પરંતુ રાજમાતાનું હૃદય તો હિમાલયના શિખર સમાન અચળ હતું.

**કર્મવતી**—ધન્ય જવાહરબાઈ, ધન્ય હો ! તારું મૃત્યુ પણ અમરત્વને માટે ઇર્ષા સમાન છે.

**વિજય૦**—બન્ને હાથમાં તલવાર ફેરવતાં ભૂખી સિંહણની જેમ જ્યારે એ શત્રુસેના ઉપર તૂટી પડ્યાં ત્યારે કોણ જાણે ક્યાંથી આપણી સેનામાં એક પ્રકારના અદ્દભુત ઉત્સાહનો સાગર ઊલટી

પડયો ! 'જય એકલિંગજીની જય' પોકારીને રજપૂતો ભગવાન શંકરની સેનાની જેમ શત્રુ-સેના ઉપર તૂટી પડયા ! જાણે ઉત્તેજનાનો દારૂ પીને અમે સહુ ઉન્મત્ત થઈ ગયા! બહાદૂરશાહની એ વિરાટ સેના—પેલી યુરોપીય સેના ઉપર મદાર બાંધી ગર્વથી ફુલાતી મોટી સેના—ક્ષણવારમાં ભાગી છૂટી, પરંતુ એ સાથે જ આપણું ભાગ્ય પણ ચાલ્યું ગયું. એકાએક રાજમાતાની છાતી ઉપર એક ગોળી વાગી અને દુર્ગથી તૂટેલી દીવાલ પાસે જ એ પોઢી ગયાં !

**કર્મવતી**—ધન્ય હો, દેવી ! ધન્ય હો ! મેવાડની કીર્તિ તેં અમર કરી છે. ભાઈઓ, મનુષ્ય તો એ કે જે સુંદર, સુખમય, મૃત્યુ પામે છે. મેવાડના પુરુષો જ નહિ, સ્ત્રીઓ પણ મરે છે. મેવાડની કીર્તિ-ધજા કદી નહિ નમે. ધન્ય છે, જવાહરબાઈ ! મેવાડની બલિદાન-માળામાં તું ચૂડામણિની જેમ ચમકશે !

**વાઘસિંહ**—જરૂર, જરૂર !

**એક સામંત**—પરંતુ......માતાજી ! ચિતોડનું રક્ષણ હવે કેમ કરીને થશે ?

**ભીલરાજ**—આપણી રહીસહી સેના પણ આ યુદ્ધમાં ખતમ થઈ ગઈ. આપણે મુઠ્ઠીભર માનવીઓ બચ્યાં છીએ.

**કર્મવતી**—આહ! હજી પણ જો હુમાયુ આવી પહોંચે તો...

**વાઘસિંહ**—ના, ના, દેવી, હવે કોઈ પણ બહારની શક્તિની અમને આશા નથી. વિધ્વંસની વીજળી મેવાડ ઉપર ઉતરવા આકાશમાંથી છૂટી છે; એને અધવચમાં નહિ રોકી શકાય. હવે તો રાજબલિ એ જ અંતિમ માર્ગ છે.

**ભીલરાજ**—રાજબલિ! સૂચના તો સુંદર છે, પરંતુ મહારાણા તો દુર્ગને અનાથ મૂકીને ચાલ્યા ગયા. રાજા વગર રાજબલિ કેવો ?

**કર્મવતી**—વાઘસિંહજી, તે દિવસે તમે ઉદયસિંહના મસ્તક પર રાજમુગટ મૂકવાનો આગ્રહ કરતા હતા, આજે એને યોગ્ય સમય

આવી પહોંચ્યો છે. કુમાર ઉદયસિંહને છંગી પહેરાવો. એનું મસ્તક તે માટે જ બનેલું છે. ભાઈઓ! મેવાડના ચરણે ચડવામાં જ એની સાર્થકતા છે.

**ભીલરાજ**—તે હજી બાળક છે. એનો બલિ એ નિષ્ઠુરતા ગણાશે.

**વાઘસિંહ**—અને ભાભી! તમે મેવાડને સદાને માટે પરતંત્રતાની બેડીઓ પહેરાવવા ઇચ્છો છો કે શું? તેને શત્રુના હાથમાંથી પાછો મેળવવાને માટે પણ રાજવંશનો કોઈ ઉત્તરાધિકારી રાખવો જોઈએને! ઉદયસિંહની રક્ષા કરવી જોઈશે. એને આજે જ બૂંદી મોકલી આપું છું.

**કર્મવતી**—પણ રાજબલિ તો આપવો જ જોઈશે!

**વાઘસિંહ**—તે અપાશે, ભાભી! (એક સામંતને) જાઓ, તમે છંગી લઈ આવો.

[ સામંત જાય છે ]

**વાઘસિંહ**—જુઓ, ભાભી! ભલે હું એનું અભિમાન ન લેતો હોઉં, પણ મારા શરીરમાં બાપ્પા રાવળનું લોહી વહે છે. જે આજ સુધી ન થયું તે આજે થશે. મને પણ જીવનની સંધ્યા વખતે મહારાણા બનવાનો લાભ થયો છે.

**કર્મવતી**—મહારાણા બનવાનો લાભ! આ મરણોત્સવના ટાંકણે આ કાંટાનો મુગટ ધારણ કરવાની ઇચ્છા!

**ભીલરાજ**—વૈભવનો ઉપભોગ કરવા માટે સૌ કોઈ રાજમુગટ માથા ઉપર રાખવાની ઇચ્છા રાખે છે, પણ પોતાનો બલિ આપવાના ટાંકણે વીર હોય તે જ તેને અડવાનું સાહસ કરે છે. ધન્ય છે, વાઘસિંહજી! આવો ત્યાગ એક મહારાણા લખનજી અને તેમના રાજકુમારોએ કર્યો હતો અને બીજો તમે કરી રહ્યા છો!

**વાઘસિંહ**—એમના જેવો ત્યાગ હું ક્યાંથી લાવું, ભીલરાજ! કરાળા કાળીએ તેમને સ્વપ્નમાં કહ્યું હતું કે, મેવાડની ભૂમિ ભૂખી છે, તે રાજબલિની ઇચ્છુક છે. તેમણે પોતાને હાથે રોજ એકએક

રાજકુમારને છંગી પહેરાવીને બધાને બલિ-વેદી ઉપર ચડાવ્યા, એ પોતે પણ ચડી ગયા. કુમારની મા હાથમાં મંગળ-થાળ લઈને તેમની આરતી ઉતારી તિલક કરીને એમને સંગ્રામભૂમિ ઉપર પ્રાણ અર્પણ કરાવવા મોકલતી હતી તે દશ્યની કલ્પના કરો. આ આરતી વખતે આંખમાંથી એક પણ આંસુ પડે તો વ્રતભંગ થાય તેથી તે માતા પણ સૌની સાથે મંગળ-ગાનમાં સ્વર પૂરતી હતી. કેવો ત્યાગ, કેવું દિવ્યવ્રત, કેવો કઠોર સંયમ! જાતે બલિવેદી ઉપર ચડી જવું સહેલું છે, પણ પોતાને હાથે પોતાના અગિયાર પુત્રોને—એક સાથે નહિ પણ એકએક કરીને—મરવા મોકલવા એ કેટલું કઠણ છે! આ વાત, જેનામાં મા અથવા બાપનું હૃદય છે, તે જ સમજી શકશે. ઝેરનો ઘૂંટડો એક સામટો ઉતારી જવાનું સરળ છે પણ તે ઘૂંટડે ઘૂંટડે પીવું એ મુશ્કેલ છે. મારો આજનો પ્રયત્ન લખનજીના ત્યાગ પાસે તુચ્છાતિતુચ્છ છે.

**કર્મવતી**—જે ઝેરનો પ્યાલો બીજાને માટે છે તેને આગળ આવીને પોતે પી જવો, એ એનાથી પણ ચડિયાતું છે. વાઘસિંહજી! તમારો ત્યાગ અપૂર્વ છે!

**વાઘસિંહ**—ત્યાગ! શાનો ત્યાગ, ભાભી! આ તો તુચ્છ પ્રાયશ્ચિત્ત છે. પિતાજીના પાપનું પ્રાયશ્ચિત્ત! એમને રાજમુગટનો લોભ થયો અને એમણે મેવાડની વિરુદ્ધ તલવાર ઉઠાવી હતી. આ એમના આનુવંશિક પ્રાયશ્ચિત્તનું પહેલું અનુષ્ઠાન છે.

[ સામંત છંગી લઈને આવે છે ]

**વાઘસિંહ**—તો ભાભી! તમારા હાથે આ છંગી મને પહેરાવો.

( કર્મવતી છંગી પહેરાવે છે. ભીલરાજ તિલક કરે છે )

**ભીલરાજ**—મહારાણા વાઘસિંહની જય!

**બધા**—મહારાણા વાઘસિંહની જય!

**વાઘસિંહ**—હાં, હું એક દિવસ માટે જરૂર મહારાણા કહેવરાવીશ!

**કર્મવતી**—તમે યુગ-યુગના મહારાણા છો. ક્ષુદ્ર વિલાસીઓના હજારો યુગ તમારા જેવા હુતાત્માની એક ક્ષણ કરતાં ઉતરતા છે.

**વાઘસિંહ**—(વાત બદલીને) ઠીક, જુઓ, ભાભી! હવે હું મહારાણા છું! મારે તમારી સૌની વ્યવસ્થા કરવી જોઈશે!

**કર્મવતી**—અમારી વ્યવસ્થા! અમારી ક્ષત્રિયાણીઓની વ્યવસ્થા! એ તો જવાહરબાઈ કરી ગયાં છે. અમે રણક્ષેત્રમાં લડીને પ્રાણ અર્પીશું!

**વાઘસિંહ**—તે તો હું જાણું છું, ભાભી! અમે ક્ષત્રિયાણીઓનું દૂધ પીને શેર બન્યા છીએ. પરંતુ, યુદ્ધમાં એક ક્ષત્રિયાણી પણ શત્રુના હાથમાં પડે તો મેવાડના કીર્તિ-ધ્વજને ધોઈ ન શકાય તેવું કલંક લાગશે.

**કર્મવતી**—તો અમારે માટે પદ્મિની સ્વર્ગમાંથી માર્ગ બતાવી રહી છે. આમ જુઓ, પશ્ચિમના ક્ષિતિજ ઉપર ઉષાની આગ સળગી રહી છે! તે બતાવી રહી છે કે અમારો અંતિમ આશ્રય જાજ્વલ્યમાન જૌહરની જ્વાળા છે.

**વાઘસિંહ**—તો હવે અમે નિઃશંક નિશ્ચિંત બનીને પ્રાણ અર્પી શકીશું.

**કર્મવતી**—પણ, ચાંદખાંની શી વ્યવસ્થા કરવાની! તેમને તો નથી મરવા દેવા કે નથી શત્રુના હાથમાં સોંપવા!

**વાઘસિંહ**—તેમને પણ કોઈ પ્રકારે સુરક્ષિત બહાર કાઢી દઈશ.

**કર્મવતી**—હું એટલું માગું છું ચાંદખાં કે જેમને માટે બહાદુરશાહ આવ્યો છે, તેમને તે હરગિજ ન પામે, અને તેમાં જ આપણો વિજય છે.

**વાઘસિંહ**—મેવાડનો સદા વિજય છે. પોતાના પરાજયમાં પણ એનો વિજય છે! ચાલો; તો હવે આવતી કાલના વીર-વ્રતની તૈયારી કરો.

[ બધાં જાય છે ]

[ પડદો પડે છે ]

## દૃશ્ય ચોથું

**સ્થળ** : મેવાડી ભીલોના એક ગામડાની નજીકનો માર્ગ

**સમય** : સંધ્યાનો

[ એકતારા સાથે ગાતી ગાતી શ્યામા એક બાજુથી પ્રવેશ કરે છે ]

અવિરત પથ પર ચલના રી!
ગતિ, જીવન કા ચરમ લક્ષ્ય હૈ;
વિરતિ, મુક્તિ, સબ છલના રી!
અવિરત પથ પર ચલના રી!

'રણ મેં સહસા મરણ' મહત હૈ!
પર, ક્યા વહ જીવન કા 'સત' હૈ?
જીવન તો બલિ-પથ શાશ્વત હૈ—
અણુ-અણુ કરકે ગલના રી!
અવિરત પથ પર ચલના રી!

સરલ, ચિતા-શય્યા પર સોના,
અગ્નિ દુઃખ સહના—સબ ખોના,
મિટ જાના, પર વિકલ ન હોના,
તિલ-તિલ કરકે જલના રી!
અવિરત પથ પર ચલાના રી!*

[ બીજી બાજુથી વિજયસિંહ પ્રવેશ કરે છે ]

**વિજય૦**—મા, તું ક્યાં જાય છે? હું તો સદાને માટે તારી વિદાય લેવાને આવતો હતો!

**શ્યામા**—બેટા વિજય! હું તને જ મળવા નીકળી હતી. લાંબા સમય સુધી તારી વાટ જોયા કરી; ઝૂંપડીમાં બેઠાં બેઠાં મન વ્યગ્ર થવા લાગ્યું, ત્યારે તારી શોધમાં નીકળી પડી!

**વિજય૦**—મા, કોણ જાણે હમણાં હમણાં તારો સ્વભાવ કેવો થઈ ગયો છે! ચારણી મા તને ખૂબ યાદ કર્યા કરે છે. આજ-કાલ તું તો યુદ્ધના કામમાં જરાય સહાય નથી દેતી; ત્યાં સુધી આવતી પણ નથી; આ બધું યોગ્ય છે?

**શ્યામા**—બેટા, મેં ઘણું કર્યું. યુદ્ધ માટે આથી વધુ શું થઈ શકે? એટલા બધા સૈનિકો એકત્ર કર્યા છે કે એમનું રક્ત પીવા સેંકડો બાદશાહ અને મહારાણાઓની જરૂર પડે. અને જીવન એ તો યુદ્ધથી પણ ઘણું મોટું છે. તમે બધા તો યુદ્ધ પછી થંભી જવા માગો છો પરંતુ હું તો ત્યારબાદ પણ ચાલતી જ રહેવા માગું છું. મને ભાવિની—આગળની મંજિલની ચિંતા છે; અને એટલે જ આ પહેલી મંજિલે હું થંભી જવા નથી માગતી.

**વિજય૦**—તારું ગાયન સાંભળીને જ મને શંકા થઈ હતી

---

* આ અવિરત પથ ઉપર ચાલ્યા જ રહેવું છે! ગતિ એ જ જીવનનું પરમ ધ્યેય છે. વિરક્તિ, મુક્તિ, એ બધાં તો છેતરનારાં છે; અવિરત પથે ચાલવું એ જ સાચું કાર્ય છે.

રણમાં એકાએક હોમાઈ જવું એ એક મહદ્ કાર્ય છે; પરંતુ શું જીવનનું 'સત્ય' એ જ છે? જીવન તો શાશ્વત એવો બલિપથ છે; અણુએ અણુએ, ધીરે ધીરે ઘસાવું છે; એ અવિરત પંથે ચાલ્યા જવું છે.

ચિતાની શૈયા ઉપર સૂવું એ સરળ છે, પરંતુ સર્વસ્વ હોમી દેવું, ખતમ થઇ જવું છતાં ગભરાવું નહિ, ધીરે ધીરે બળી મરવું અને દુઃખ સહન કરવું એ કઠિન છે; એ અવિરત પંથે ચાલ્યા રહેવું છે!

કે તને યુદ્ધથી વિરક્તિ ઉપજી છે; તારી હૃદયચંડી, કે જેના આહ્વાનથી સેંકડો વીરો પોતાનાં મસ્તક અર્પણ કરવા નીકળી પડ્યા હતા, એણે એકાએક શાંતિનું રૂપ ધારણ કરી લીધું છે.

**શ્યામા**—ના, બેટા, 'એકાએક' એમ ન બોલ. મારા આ સિદ્ધાન્તો લાંબા અનુભવ અને ઊંડા વિચારને અંતે બંધાયા છે.

**વિજય૦**—ઠીક ઠીક, મા, કાલે સવારે જૌહરના મહાવ્રતમાં તું સામેલ નહિ થાય?

**શ્યામા**—ના.

**વિજય૦**—એ આપણે માટે શરમજનક નહિ બને? તારી કીર્તિને નાનમ નહિ આવે?

**શ્યામા**—મારા જેવી મા પ્રાપ્ત થવાથી તને શરમ આવતી હોય તો એમાં હું શું કરું? મારી પાસે એનો ઉપાય નથી. પરંતુ મૃત્યુ માટે પણ કોઈ ખાસ યોજનાની આવશ્યકતા હોય, ગૌરવની આશા હોય, એમ મને નથી લાગતું. તમે સર્વસ્વનો ત્યાગ કરનારા સૈનિકો છો, પરંતુ કીર્તિ પામ્યા વિના એક પગલું પણ ઉઠાવવા તમે નથી ઇચ્છતા. શું આ કીર્તિ-લોલુપતાને બળે જ તમે બીજાઓને ઉપદેશ કરવાનો હક્ક માગો છો?

**વિજય૦**—મા, મા, તું તો ચિડાઈ ગઈ! હું તો મજા કરતો હતો. મને માફ કર!

**શ્યામા**—દુઃખી ન થા, બેટા! મેં તો માત્ર તારા દંભને... (થંભીને) કેસરિયાં અંગે તારે સાચી હકીકત જાણવી છે? ઠીક, તો લે સાંભળ! રાજમાતાના આગ્રહથી આટલાં વર્ષો પછી હું રણવાસમાં ગઈ. રાજમાતાના પ્રાણરક્ષક અને મેવાડના ત્રાતાની માતા છું એ કારણે રજપૂતાણીઓને મારું સન્માન તો કરવું પડયું, પરંતુ એ બધું છતાં એમના દિલમાં તો ડંખ રહેલો જ હતો. એમની મોટાઈ, કુળવાની અને વ્યવહાર-વર્તનમાં ભરેલા દંભથી મારા દિલમાં વ્યથા થવા લાગી;

છતાં કમને પણ જૌહર-વ્રતમાં સામેલ થવાની ઇચ્છા મેં માતા કર્મવતી પાસે પ્રગટ કરી જ દીધી. એમણે તો તરત જ મંજૂરી આપી, પરંતુ જોતજોતામાં એ વિષે કેટલીય રજપુત બાળાઓની વચ્ચે કાના-ફુસી થતી મેં સાંભળી. ક્યાં એ અને ક્યાં આ એક તુચ્છ ભીલડી! અમારી સહોદરી બનીને એ એક ચિતામાં ભસ્મીભૂત થાય? અરે ભલા, એમનું સ્વાભિમાન આ સહી શકે! મને સ્ફૂર્યું કે, ના, ના, આ કેસરિયાં તો કેવળ રજપૂતાણીઓ માટે જ છે. સર્વ સાધારણ જનતા માટે તો જુદાં જ કેસરિયાં નિર્માયેલાં છે.

**વિજય૦**—એ કેસરિયાં કેવાં મા? તું તો કાંઈક નવાઈની વાત કરે છે!

**શ્યામા**—બેટા, ગરીબોનાં કેસરિયાં તો પ્રતિદિન-પ્રતિક્ષણ દુઃખોની આગમાં કણે કણે બળવું, અવિચળ ભાવે દુઃખ અને સંકટોનો સામનો કરવો, એમાં જ છે. મારે મન એમાં વધુ વીરત્વ રહેલું છે. આગમાં બળી મરવું યા તો તલવારના ઝટકાથી કપાઈ મરવું એ તો બાળકોના ખેલ છે.

**વિજય૦**—શું તું એમ માને છે કે આવતી કાલે કેસરિયાં વસ્ત્ર ધારણ કરીને મરણને આલિંગન દેવા નીકળનારા રણાસણા મેવાડી વીરો કાયર છે?

**શ્યામા**—ના, ના, મારું કહેવું એમ નથી. પરંતુ, એ નિસંદેહ હકીકત છે કે તેઓ કષ્ટ સહેતાં ગભરાય છે; દુઃખ અને ચિંતાઓનું ઝેર નસેનસમાં ભરીને અમરત્વનું હાસ્ય વેરતા વેરતા મોતને નોતરવાનું એ નથી જાણતા. પોતાની મા-બહેનો અને વહુ-દીકરીઓને કેસરિયાંની આગમાં ભસ્મસાત કર્યા પછી જ મૃત્યુને ભેટવાનું સાહસ તેઓ કરી શકે છે. બહાદુરી તો એ ગરીબ આમ જનતાની છે કે જે ઘરમાં સ્ત્રી-બાળકોને દાણા દાણા અન્નને માટે ભૂખ્યાં-તરસ્યાં છોડી, માંદગીને બિછાને પડેલાં આપ્તજનોને તરફડતાં-આળોટતાં છોડી

બલિદાન પંથે પ્રયાણ કરી જાય છે, સંસારના કલ્યાણ કાજે, આ ભૂમિનાં દીન-દુ:ખિયાંની સેવા કાજે જેઓ કટકે કટકે દેહ છોડે છે—પોતાનું સર્વસ્વ હોમી દે છે—એ સૌને ધન્ય છે!

**વિજય૦**—મા, મા, તારી વાતો સાંભળી મને આશ્ચર્ય થાય છે! આખરે તું કરવા શું માગે છે?

**શ્યામા**—હું? કરવા શું માગું છું? હું મારું સર્વસ્વ ઠંડે કલેજે ધીરે ધીરે આ પીડિતોની સેવામાં હોમવા માગું છું. મારી ઇચ્છા છે કે મારે જ હાથે મારા પ્રાણપ્રિય પતિ અને પુત્રને મૃત્યુની આગમાં હોમા જીવતી રહું અને એમના વિયોગની ક્ષણે ક્ષણની દારુણ આહને જીવન પર્યંત સહી લઉં; હસતે વદને સહું, રમું અને કાર્ય કરું; કલેજા ઉપર પથ્થર બાંધીને દીનદુ:ખિયાંની સેવા કરું; કલેજું એવું બનાવું કે જે પથ્થર નીચે દબાઈ રહેવામાં વીરતા ન સમજે, પરંતુ ઊઠીને દુનિયાની વિકટ સમસ્યાઓને ઊકેલતું જીવનના કંટકમય પથ ઉપર હસતું-રમતું, કૂદતું-ઉછળતું ચાલ્યું જાય. તલવારની એકાદ ઝપટમાં કે આગની એકાદ જ્વાલામાં જીવન ખતમ કરવાની મારી ઇચ્છા નથી, જીવન તો મંત્રણા છે—વિધાતાનો વજ્ર લેખ છે. આપણે એને નભાવવું જ પડશે; અને એ 'નભાવવા'ની ભાવનાને ભૂલી, તુચ્છ સમજી, સંસારનાં દુ:ખી અને પીડિત જનોની સેવામાં એને અર્પણ કરવું પડશે.

**વિજય૦**—તારા શબ્દોથી મારા આત્માના પોકાર ઉપર પ્રહાર થાય છે—મારા જીવન-આદર્શને આઘાત પહોંચે છે.

**શ્યામા**—બેટા, એ તો કાયરતા છે, પ્રત્યેક પ્રાણી પ્રત્યેક કાર્ય કરવા સરજાયું નથી. તારા ઉછળતા યૌવનના લોહીનો એ પોકાર છે કે તું પ્રચંડ ધૂમકેતુની જેમ વેગપૂર્વક ચમકારા કરતો સમસ્ત આકાશને પ્રકાશથી ભરી દઈ તૂટી પડવાનું વધુ પસંદ કરે, તૂટી ફૂટી ઝૂંપડીના ટમક ટમક બળતા દીવાની જેમ ધીરે ધીરે દીનદુ:ખિયાંને

નિરંતર પ્રકાશ આપ્યા કરવાની સાધના તારાથી નહિ થઈ શકે. એ માટે તો મારા સમી ભાગ્યહીન, હતસર્વસ્વ, વિતાડિત અને પદ-દલિત વિધવા જ યોગ્ય થશે. શું મારામાં યૌવન નહોતું? વીરાંગના-ની જેમ પ્રાણ દેવાની મહેચ્છા શું મેં નહોતી સેવી? પરંતુ, ત્યારે તો તું ગર્ભમાં હતો; તારી આજ્ઞા વિના હું તને સાથે લઈને કેમ મરી શકું? આજે ફરી અવસર આવ્યો હતો. તારી પણ ચિંતા ન હતી; પરંતુ આજે તો હવે હું જે હતી તે નથી રહી; એ દિવસો તો વહી ગયા. અને કેસરિયાં માટે સ્ત્રીઓની અછત પણ નથી. બાર હજાર રજપૂતાણીઓ હાજર છે. એક ભીલડી ન હોય તોય શું? એ એમની સાથે શોભતી તો નથી જ. એનું સ્થાન અલગ છે. એણે બીજું કાર્ય કરવું જોઈએ.

**વિજય૦**—મા, પણ હવે શું કરવાનું બાકી રહ્યું છે? સર્વસ્વ સ્વાહા થઈ ગયું. મને તો મેવાડ સમક્ષ યુદ્ધ સિવાય આજે કોઈ કાર્ય નથી દેખાતું.

**શ્યામા**—આ તો તારી પોતાની દૃષ્ટિ છે; અને એમાં સમસ્ત મેવાડ નિર્વિવાદપણે તારી સાથે સહમત છે; પરંતુ મને તો સાફસાફ દેખાય છે કે આ યુદ્ધને અંતે પણ કોઈક ને કોઈક તો બચશે જ. એ પછીનું દૃશ્ય અત્યંત સુંદર હશે. સ્વર્ગમાંથી એ દૃશ્ય જોઈને સૈનિકોના આત્મા સંતોષાશે. ઘરબાર ભસ્મીભૂત થયાં હશે, મરદો યુદ્ધમાં ખપી ગયા હશે, અસંખ્ય બાળબચ્ચાં અને સ્ત્રીઓ રસ્તાનાં ભિખારી બની જશે, અન્નના દાણા દાણા માટે એમની વચ્ચે પ્રાણઘાતક ઝઘડા થશે, મા દીકરાને અને ભાઈ બહેનને કરડી ખાવા ધાશે; એ મહાક્ષુધિત હાડપિંજરોના ભૂખના દાવાનળમાં હજારો ધનદાસોની સર્વસ્વ ધનદોલત એક તરણાની જેમ ભસ્મ થઈ જશે. અને ત્યારબાદ! મહામારી આરંભાશે. મા દીકરાને અને ભાઈ બહેનને છેલ્લા શ્વાસ ખેંચતાં જોશે; પરંતુ કોઈમાં એકબીજાના મોંમાં

પાવળું પાણી રેડવાની શક્તિ નહિ હોય. અને બેટા, એ ક્ષણે મારું કાર્યક્ષેત્ર આરંભાશે; મારા કાર્યની વાસ્તવિક ઉપયોગિતા સિદ્ધ થશે.

**વિજય૦**—મા, મા, તારી વાતો સાંભળી મારું દિલ કંપી ઊઠ્યું છે! યુદ્ધની આ ભૂમિકાનો તો મેં કદી વિચાર જ નહોતો કર્યો. ખરેખર, એ હાલત ભીષણ હશે! ત્યારે મા, 'તું તારું કાર્ય કરશે?' શું કામ કરશે મા? મા, જલદી કહે, સાફ સાફ કહે, તું શું કાર્ય કરશે?

**શ્યામા**—બેટા, હું યુદ્ધ કરીશ. દુઃખ, ક્ષુધા, દારિદ્ય, દીનતા અને રોગ સામે જેહાદ માંડીશ. જેમ તમે તમારી વીરવાણીથી કાયરોને પણ ઉત્તેજિત કરી સૈન્યમાં ભરતી કરી લો છો તેમ એ દીન-દુઃખિયાંમાંથી સમર્થ વ્યક્તિઓને વીણીવીણીને, પ્રોત્સાહન આપી—સ્વાવલંબન અને પર-સેવાની દીક્ષા આપી—મારી સેના ઊભી કરીશ; એમની જ સહાયથી એમની દુરવસ્થાને દૂર કરવા મહા-યુદ્ધ આરંભીશ.

**વિજય૦**—ધન્ય મા, ધન્ય! ખરેખર, તું મેવાડની અન્નપૂર્ણા છે. તારા જેવાં બાળકો પેદા કરી આ દેશ કૃતાર્થ થઈ ગયો છે. રણચંડીના રૂપમાં તું મહાન હતી, પરંતુ કરુણામયી કલ્યાણીના રૂપમાં તો તું મહત્તર છે. વંદન છે મારાં તને! મને દિલમાં તો ખૂબ થાય છે કે હું પણ તને સહાય કરું, પરંતુ મારા પોતાના સિદ્ધાંત.........

**શ્યામા**—વ્યગ્ર ન થા, બેટા! એકાંગી આવેગ ભારે ઘાતક નીવડે છે. વૈવિધ્યના સામંજસ્યનું નામ જ જીવન છે. જીવનમાં શાંતિ પણ છે અને યુદ્ધ પણ; વિધ્વંસ પણ છે અને સેવા પણ છે. જગન્નિયંતા જગદીશ્વરનું આ વિશ્વચક્ર જેમ અન્યાયનો સંહાર કરે છે તેમ એના વરદ હસ્તે પીડિતો અને દુઃખી જનોની રક્ષા પણ થાય છે. યુદ્ધના સૈનિકો ઉન્મત્ત હોય છે; સેવાનો ભેખ લેનાર સૈનિકોને એ

કાયર કહી શકે છે; પરંતુ સેવાના ભેખધારી તો સંયમી હોય છે; યુદ્ધ કરતાં સેવાને મહત્તર માનવા છતાં પણ યુદ્ધને નિતાંત નિરર્થક અને પૂર્ણ અસત્ય તરીકે નથી પોકારતા. મેં મારી રુચિને અનુકૂળ મારું કાર્યક્ષેત્ર પસંદ કર્યું છે; મારી એ ઇચ્છા નથી કે તું તારા કર્તવ્યમાંથી પાછો પડ, તારી પ્રતિજ્ઞાથી વિમુખ થા. સૌ સૈનિકો મારું અનુકરણ કરે અને માતૃભૂમિને શત્રુના હાથમાં સુપ્રત કરે—પરાધીન બનાવે—એનાં સન્માન અને ગૌરવને ધૂળધાણી કરે—એવી મારી લેશમાત્ર ઇચ્છા નથી. મેં બીજો માર્ગ પસંદ કર્યો છે કારણ કે એ માર્ગે કોઈ જતું નથી. જા, બેટા, જા, તું તારે માર્ગે પ્રયાણ કર; હસતાં હસતાં વીર-વ્રતને પૂર્ણ કર. મારા ભાગ્યમાં એ ગૌરવ લખ્યું નથી. પતિ અને પુત્રને ગુમાવીને દિલ દીવાનું બન્યું છે; પ્રત્યેક ગરીબ અને અનાથ બાળકને એ પોતાનું બાળક બનાવવા તલસે છે, એમની સેવામાં પોતાની જાતને લય કરી દેવા ઇચ્છે છે.

**વિજય૦**—મા, મા, તારું વ્રત મહાન છે. પરંતુ મારું દિલ એટલાથી સંતોષ નથી પામતું. જાણે મારા હૃદયનું નિર્માણ જ અન્યાય અને અત્યાચાર વિરુદ્ધ યુદ્ધ કરવા માટે જ થયું છે. એમાં જ એને સાચો આનંદ પ્રાપ્ત થાય છે. સંસારની શાંતિના રક્ષણ અર્થે મને તો યુદ્ધ અત્યંત જરૂરી જણાય છે. હું સૈનિક છું એનું મને ગૌરવ છે, લેશમાત્ર શરમ નથી; કારણ કે હું ન્યાયને માટે લડું છું. વાસ્તવમાં મા, આપણાં બંનેનું લક્ષ્યબિન્દુ એક જ છે. તું પીડિતોની સેવા કરવા માગે છે તો હું એમને સહાય. તું એમને સ્વાસ્થ્ય પ્રદાન કરવા માગે છે તો હું એમને સ્વત્વ પ્રાપ્ત કરાવવા માટે માથું મૂકી લડવા માગું છું. ભેદ એટલો જ છે કે મારા કાર્યનો જ્યાં અંત આવે છે ત્યાં તારા કાર્યનો પ્રારંભ થાય છે. ગમે તેમ હોય, મેં મારો માર્ગ પસંદ કરી લીધો છે. તારી સાથે રહેવાનો મોહ છે. પરંતુ અંતરાત્મા નિર્ણય બદલવા ના પાડે છે. મા, આ તારા બાળકનો રુચિભેદ છે, અને એ તેં જ દીધેલી વિવેકદૃષ્ટિનું પરિ-

ણામ છે. મારા દિલમાં વિશ્વાસ છે કે તું એ સહી લેશે અને પ્રાણ અર્પણ: કરવા મને રણક્ષેત્રમાં પ્રેમથી વિદાય દેશે.

**શ્યામા**—બેટા, મારી પણ એ અંતરની ઇચ્છા છે કે તને એક સ્વતંત્ર વિચારકના રૂપમાં જોઉં ! જા, તું તારે માર્ગે જા. આ સહિષ્ણુતા તો મને પણ વારસામાં જ મળી છે. તારા આજાએ મારી કેળવણી અને સંસ્કારના વિકાસ અર્થે ખાસ પ્રયત્નો ન કર્યા હોત તો તું આજે આ સ્થિતિ ન જોઈ શકત. એમના જ વરદાનને લીધે, આજે ઘાડા ધુમ્મસની વચમાં ઊભીઊભી પણ, હું મારું તેજ નિહાળી શકું છું; નહિતો ક્યાં જીવનની આ ગંભીર સમસ્યાઓ અને ક્યાં મારા જેવી ભોલડી !

**વિજય૦**—ઠીક ત્યારે મા, હું જાઉં છું. કદાચ આ જન્મે તો હવે ફરી તારાં દર્શન નહિ પામું !

[ પગે પડે છે ]

**શ્યામા**—( માથે હાથ મૂકીને ) જા, બેટા, જા. ભગવાન તને વીરગતિ અર્પો !

[ વિજય જાય છે. શ્યામાની આંખો આંસુથી ભીની થાય છે ]

**શ્યામા**—હાય, હૃદય ! તું શીદને વ્યાકૂળ બને છે ?

[ ગાયન ગાય છે ]

અવિરત પથ પર ચલાના રી,
ગતિ, જીવન કા ચરમ લક્ષ્ય હૈ,
વિરતિ મુક્તિ સબ છલના રી !

[ જાય છે ]

[ પડદો પડે છે ]

## દશ્ય પાંચમું

**સ્થળ** : ચિતોડના કિલ્લાની અંદરનો ભાગ

**સમય** : પ્રાતઃકાળ

[ સાજ સજીને મહારાણી કર્મવતી તથા બીજી રજપૂતાણીઓ ઊભી છે ]

**કર્મવતી**—અગ્નિપુત્રીઓ ! માની ગોદમાં સમાઈ જતાં તમને જરાય ભય નહિ લાગે એવો વિશ્વાસ રાખું ? બોલો, વીરાંગનાઓ ! મૃત્યુને ભેટવાનો અંતિમ નિર્ણય તમે કરી લીધો છે ? હસતાં હસતાં આહુતિના રૂપમાં હોમાઈ જવા તમે તૈયાર છો ? ફરી ફરીને પોકારું છું કે જેને જીવનનો મોહ હોય, જેને સંસારનાં સુખદુઃખની લાલસા રહી હોય, મેવાડને ગુલામીની દશામાં જોઈ શકે એવી લાજહીન આંખો હોય એ હજી પણ પાછાં ફરે.

**એક વીરાંગના**—ના, મા ! ના. એ કેમ બને ? મડદાંની જેમ જીવન વ્યતીત કરવાનું કોણ પસંદ કરે ? જનની-જન્મભૂમિની રક્ષા માટે અમારા સ્વામી, પુત્ર, ભાઈ, સૌ કોઈ પોતાની આહુતિ અર્પી ચૂકયા છે. જે બચ્યા છે તે પણ આપણા તરફથી નિશ્ચિંત બનીને મરી ફિટવા માગે છે. મા ! હવે સંસારમાં આપણે માટે બાકી રહ્યું છે શું ? વિશ્વાસ રાખો, મા ! વિશ્વાસ રાખો કે અમે હસતે વદને જૌહરની જ્વાળાઓમાં પ્રવેશ કરવા શક્તિમાન થશું.

**કર્મવતી**—ધન્ય, બહેનો ! ધન્ય છે ! આવી જ માતાઓ વિશ્વ-વિજયી સંતાનો પેદા કરે છે ! આજે જીવનનું મહાપર્વ છે. અગ્નિ-

દેવ જ આપણા અંતિમ આધાર બાકી રહ્યા છે. અગ્નિમાંથી આપણે સૌ પેદા થયાં છીએ, અગ્નિમાં જ આજે જઈ મળીશું. ભાગ્યશાળી-ને જ આવું મૃત્યુ સાંપડે છે. અમરત્વપંથી બહેનો! આપણે કોઈ અદ્ભુત કાર્ય નથી કરતાં. મેવાડના પ્રથમ જાહરમાં અગ્નિ-પ્રવેશ કરનાર વીરાંગનાઓ અને મહારાણી પદ્મિની આપણી પ્રતીક્ષા કરી રહ્યાં છે. અહા! કેવું મનોહર પ્રભાત છે! ક્યારેય આકાશમાં આટલી લાલી છવાઈ હતી? મેવાડ-માતાના કપાળે સૌભાગ્યનું અમર સિંદૂર લગાવી આપણે વિદાય લેશું! બહેનો! તૈયાર થઈ જાવ!

**બીજી વીરાંગના**—તૈયાર છીએ મા! અમારા ગર્વનો આજે પાર નથી. તમારાં દર્શન માત્ર અમને ઉન્મત્ત બનાવી મૂકે છે. ક્ષત્રિયાણીઓ માટે આ જ એક સૌથી સુંદર મૃત્યુ-માર્ગ છે—સૌથી ઊંચું સ્થાન છે.

**કર્મવતી**—પ્યારી બહેનો! આપણા બાકી રહેલા વીરો આજ બલિ દેવા જાય છે. એમના દિલમાં લેશ માત્ર કુટુંબ-મોહ ન રહે, મૃત્યુ સિવાયનું એમનું કોઈ સંબંધી ન બચે, તેઓ નિર્મોહી બની, ગાંડા થઈ, યુદ્ધ કરે એટલા માટે એમના જતાં પહેલાં જ આપણે આપણા જીવનનો જૌહરની જ્વાળાઓમાં અંત આણી દેવાનો છે. અ-હ-હ! આપણો સૌભાગ્ય-સૂર્ય પણ હાસ્ય વેરી રહ્યો છે! રજ-પૂતાનાની રેતી! તું આજે ગર્વથી ચમકે છે! મેવાડનાં સરોવરો! આજે તમે આનંદની લહરોથી નાચી ઊઠયાં છો! ઉપવનમાં વસંત છવાઈ ગઈ છે! આ જ ગીત ગાવાનો સમય છે! આજે આપણે સુહાગરાત માણવાની છે! હાં, ગાઓ, બહેનો ગાઓ!

[ સૌ ગાય છે ]

સજનિ, મરણ કો વરણ કરો રી!
પુલકિત અંબર ઔર અવનિ હૈ,
આતી આમંત્રણ કી ધ્વનિ હૈ,
યહ સુહાગ કી રાત, સજનિ હૈ,

ચિતા-સેજ પર શયન કરો રી!
સજનિ, મરણ કો વરણ કરો રી!

ખડી પદ્મિની લેકર માલા,
દેખો નભ મેં હુઆ ઉજાલા,
હમ ભી પિયેં મરણ કા પ્યાલા,

સ્વર્ગ-માર્ગ પર ચરણ ધરો રી!
સજનિ, મરણ કો વરણ કરો રી!

ભલી જલી જૌહર કી જ્વાલા,
લેને આયા પીહર વાલા,
વહ લપટોં કા ઓઢ દુશાલા,

અબ ઉસકા અનુસરણ કરો રી,
સજનિ, મરણ કો વરણ કરો રી! *

[ નેપથ્યમાંથી હર હર મહાદેવ, જય એકલિંગજીની જય, કરાલા કાળીની જય, મેવાડભૂમિની જય, વગેરે પોકારો આવે છે ]

---

* સખીઓ, મૃત્યુનો સત્કાર કરો! આકાશ અને પૃથ્વી હર્ષથી ઊભરાઈ રહ્યાં છે. દૂરદૂરથી મૃત્યુને ભેટવાના આમંત્રણનો ધ્વનિ સંભળાય છે; આજની રાત સુહાગરાત છે; આવો, ચિતાની પથારી ઉપર સૂઈ જાઓ અને સૌ મરણનો સત્કાર કરો.

જુઓ, આકાશમાં અજવાળું પથરાયું; દેવી પદ્મિની હાથમાં માળા લઈને ઊભાં છે. ચાલો, આપણે પણ મૃત્યુનો કટોરો ગટગટાવી જઈએ. સૌ સ્વર્ગના માર્ગે તમારાં મસ્તક ધરી દો. બહેનો, ચાલો મરણનો સત્કાર કરો.

જૌહરની આગ સારી પેઠે સળગી છે; જુઓ, જ્વાળાઓ રૂપી દુપટ્ટો ઓઢીને આપણો એ પિયેરિયો આપણને બોલાવવા આવ્યો છે. ચાલો, સૌ એના પાછળ પ્રયાણ કરો. બહેનો, ચાલો, મૃત્યુને ભેટો!

**કર્મવતી**—ચાલો, બધા વીરો તૈયાર થઇ ગયા છે. હવે આપણે ઉતાવળ કરવી જોઈએ (ઘુંટણ ઉપર બેસે છે. હાથ જોડી આકાશ તરફ નજર કરે છે) સ્વામી ! વર્ષો સુધી તમારે પ્રતીક્ષા કરવી પડી ! ક્ષમા કરો, પ્રાણાધિક ! ક્ષમા કરો ! આપ સ્વર્ગે સિધાવ્યા ત્યારે ઉદયસિંહ મારા પેટમાં હતો. સતી થવાની કેટલી પ્રબળ મહેચ્છા હતી ! પરંતુ તમારા વારસની એ જવાબદારીએ મને બાંધી લીધી. આજે એનું પ્રાયશ્ચિત્ત કરું છું. સ્વામી ! તમે નારાજ તો નથી થયા ને ? જે મેવાડ ભૂમિને કાજે તમે પ્રાણ અર્પ્યા એની રક્ષા હું ન કરી શકી. આખરે તો હું સ્ત્રી જ છું ને ! રાખડી મોકલીને તમારા શત્રુને પણ ભાઈ બનાવ્યો, પરંતુ એ પણ સમયસર ન આવી પહોંચ્યો ! બંગાળથી મેવાડ ! નાનીસૂની મજલ છે ! બહેનો ! બોલો, તમે મારા આ કાર્યથી અસંતુષ્ટ છો ? નહિ ! ખરેખર કહો છો ? મેં ભૂલ નથી કરીને ? હાં, ત્યારે તો હવે હું સુખે મૃત્યુને ભેટીશ. [ ઊભી થઈ જાય છે ] હાં, ચાલો બહેનો, ચાલો. ચિતા ઉપર ચડવાનું આ જ મુહૂર્ત છે. ચાલો, પેલું જ મરણગીત ગાતાંગાતાં પ્રયાણ કરો !

[ ગાન ]

સજનિ, મરણ કો વરણ કરો રી !

[ ગાતાં ગાતાં સૌ જાય છે. વાઘસિંહ, ભીલરાજ, વિજયસિંહ તેમ જ બીજા સામંતો પ્રવેશ કરે છે ]

**વાઘસિંહ**—મેવાડ ! માતૃભૂમિ મેવાડ ! તારી રક્ષા ન કરી શક્યા ! દિલ આત્મવેદનાથી સળગી રહ્યું છે ! મેવાડના દેવો ! હજુયે આટલાં બલિદાનોથી તમારી તૃપ્તિ નથી થઈ કે જેથી આ રહ્યાસહ્યા વીરો પણ આજે હોમાઈ જાય ! અને એમ પણ કેમ કહેવાય કે આ જ માત્ર અંતિમ આહુતિ છે; અહીં જ આની પૂર્ણાહુતિ છે ? મેવાડનાં ખંડેરો અટ્ટહાસ્ય કરી રહ્યાં છે, કિલ્લાના શિલાખંડો મંદ મંદ

હાસ્ય વેરી રહ્યા છે, લોહીથી તરબોળ મેવાડ-ભૂમિ આ સર્વનાશ કાળે પણ ગર્વથી ફૂલે છે!

[ એકાએક તીવ્ર પ્રકાશ નજરે પડે છે, સૌ એ તરફ જોવા લાગે છે ]

**વાઘસિંહ**—નજર કરો! વીરો, જુઓ, મેવાડના ગૌરવનું એવું અનુપમ દૃશ્ય જોયું? જે દેશની માતાઓ દેશને પરતંત્ર જોતા પહેલાં જૌહરની જ્વાળામાં ભસ્મીભૂત થવા હસતે વદને પ્રયાણ કરે છે એ દેશને ક્યાં સુધી કોઈ પરતંત્ર રાખી શકે? ગયાં, કર્મવતી ગયાં! તમે તો અમરલોકને પંથે ઉપડ્યાં! બંધુઓ, શક્તિ-પુત્રો, આ સંસારમાં હવે આપણું કોઈ ન રહ્યું. પત્ની, પુત્ર, સગાં-સંબંધી સૌ હોમાઈ ગયાં. હવે આપણને કોઈની ચિંતા નથી. એ વીર-પ્રસવિની માતાઓ હસતાં હસતાં ચિતામાં હોમાઈ ગઈ! હા-હા-હા! ભાવિ નિહાળીને હૃદય રડી ઊઠતું નથી, પરંતુ ઉત્સાહ અને આનંદથી ગાંડુ બની જાય છે. આજે સાક્ષાત શંકર આપણા સૌમાં પ્રગટ થયા છે. મેવાડના અંતિમ વીર યોદ્ધાઓ! મેવાડના 'સાકા' (સર્વનાશ)ના સોગન ખાઈને પ્રતિજ્ઞા કરો કે જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી આ તલવાર અને આ હાથ સદા પોતાનું કાર્ય કરે જ જશે!

**બધા**—અમે મેવાડના 'સાકા'ના સોગન લઈએ છીએ કે અંતિમ પળ સુધી અમે લડીશું, અમારા જીવતાં શત્રુને કિલ્લામાં પ્રવેશ કરવા નહી દઈએ.

**વાઘસિંહ**—ધન્ય છે, વીરો! ધન્ય છે! મેવાડની કીર્તિધજા નથી નમવાની! આપણો આ પરાજય વિજયથી પણ વધુ ઉન્નત બનવાનો છે!

**ભીલરાજ**—જરૂર, જરૂર. કોણ કહે છે કે મહારાણા લખનજી અને એમના કુમારોની આહુતિઓ વ્યર્થ ગઈ? મહારાણી પદ્મિનીનો અગ્નિ-પ્રવેશ નિરર્થક ગયો એમ કોઈ કહી શકે છે? એ ભવ્ય

આહુતિ પછી કેટલા કાળ સુધી મેવાડ પરાધીન રહ્યું ?

**વાઘસિંહ**—મેવાડની સ્વાધીનતા-પરાધીનતાનો આધાર ભાવિ પ્રજા ઉપર છે. આપણી નજરમાં તો માત્ર એક જ માર્ગ, એક જ વિચાર, એક જ ધ્યેય હોય કે રણમેદાનમાં હોમાઈ જવું! પરિણામની આપણને ખબર નથી. જેની ઉપર આપણો અધિકાર નથી એને માટે મોહ શા માટે ? વીરો, પેલી ચિતાને દંડવત્ પ્રણામ કરો. એ જ આગને હૃદયમાં ભરી સમરભૂમિમાં કૂદી પડો. ચાલો, ચાલો, ચિતોડના દરવાજા ઉઘાડી નાખીએ; ભલે બહાદુરશાહ અંદર આવે ! શાસન કરે ! ચલાવે એનું રાજ્ય ! આ ભગ્ન ખંડેરો, સૂનકાર મહેલો અને જૌહરની ભસ્માંકિત ભૂમિ ઉપર ભલે એ રાજ્ય ચલાવે ! મનુષ્યો ઉપર રાજ્ય ચલાવવાની એની મહેચ્છા પૂરી નહિ થાય ! હા, ચાલો, કરો સૌ દંડવત્ !

[ પ્રકાશની દિશા તરફ સૌ દંડવત્ કરે છે ]

**વાઘસિંહ**—( દંડવત્ કરતાં કરતાં ) દેવીઓ ! માતાઓ ! બહેનો ! અમને બળ આપો, શક્તિ આપો, સાહસ કરવા પ્રેરો ! તમારી જેમ મૃત્યુને હસતે વદને અલિંગન દેવાની અમને શક્તિ આપો !

[ સૌ ઊઠે છે ]

**વાઘસિંહ**—હર હર મહાદેવ !

**સૌ**—હર હર મહાદેવ !

[ સૌ જાય છે ]

[ પડદો પડે છે ]

## દૃશ્ય છઠ્ઠું

**સ્થળ :** મેવાડના જંગલની એક કેડી

[ મહારાણા વિક્રમાદિત્ય થાક્યા-પાક્યા તદ્દન અસ્વસ્થ દશામાં ઊભા છે ]

**વિક્રમ૦**—કેવો ભયાનક માર્ગ ! અને એથી પણ ભયાનક મારી જીવન-કેડી છે. હું—મહારાણા સાંગાનો પુત્ર—સાંગા, જેની ભ્રૂકુટી વાંકી થતાં દિલ્લીનું સિંહાસન કાંપતું'તું તે સાંગાનો પુત્ર, આજે ભયથી માર્યો-માર્યો ફરું છું. જીવનનો આટલો બધો મોહ ! આ જીવન નથી, મોતની યંત્રણા છે; શ્વાસે શ્વાસે મોતનું નિમંત્રણ છે; લોહીના કણે-કણમાં મૃત્યુનાં બી વેરાયેલાં છે. અને છતાં કઈ આશાથી હું ભાગ્યો ? આકાશનાં નક્ષત્રોની પંક્તિઓમાં બેઠાબેઠા મહારાણા લખનજી અને એમના કુમારો મારા પ્રત્યે હસી રહ્યા છે; હસતા હસતા કહે છે: "આને મરતાં પણ ન આવડ્યું !" ગોરા-બાદલના આત્મા મને શાપ આપી રહ્યા છે, દેવી પદ્મિની સ્વર્ગમાં હસી રહી છે. એમનું કટાક્ષમય હાસ્ય કહી રહ્યું છે કે, 'આનાથી તો સ્ત્રીઓય સારી !' આ અભિપ્રાય, ગ્લાનિ, ઘૃણા અને અપયશના ભારથી દબાયેલું જીવન ક્યાં સુધી ખેંચાશે ? એક દિવસે મેવાડનો મહારાણા હતો ! આજે રસ્તાનો ભિખારી છું......અરે, એથી પણ વધુ દુઃખી છું. હવે તો નથી ચલાતું. ( ઝાડ નીચે બેસે છે ) હાય, ન જાણે ચિતોડનું શુંય થયું !

[ ધનદાસ પ્રવેશ કરે છે ]

**ધન૦**—ઓહો ! અહીં તો મહારાણા વિક્રમાદિત્ય બેઠા છે ! ત્યારે તો હું પણ યોગ્ય સ્થળે આવી પહોંચ્યો છું !

**વિક્રમ૦**—( ઊભો થઇને ) મજાક ન ઉડાવ, ધનદાસ ! મહારાણા વિક્રમાદિત્ય તો મરી ગયા ! ચિતોડનો દુર્ગ છોડયો ત્યારથી જ એ તો મરી ચુકયો. જે ક્ષણે એને જીવનનો મોહ થયો એ જ ક્ષણથી એ ખતમ થઈ ગયો ! આજે તો એ રસ્તાનો એક ભિખારી છે— એક અભાગી નિરાશ્રિત વ્યક્તિ છે.

**ધન૦**—આટલી બધી વ્યથા ? તમારામાં પણ સ્ત્રીત્વ પ્રબળ થયું હોય એમ લાગે છે !

**વિક્રમ૦**—સ્ત્રીત્વ પ્રબળ થયું છે ? એ શું ?

**ધન**—પશ્ચાત્તાપ સ્ત્રીઓ જ કરે છે, અને મોતથી સ્ત્રીઓ જ નથી ડરતી; તેમાંય મેવાડની સ્ત્રીઓ વિશેષ. પુરુષોનું તો કાર્ય જ એ છે કે બને ત્યાંસુધી જીવનની ગાડીને ધકેલે રાખે. પતિ મરે તો સ્ત્રી સતી થાય પરંતુ સ્ત્રી મરી જાય તો પતિ બીજું લગ્ન કરી લે. અને એમ ન કરે તો આમતેમ ગલીઓમાં ભમ્યા કરે. આ જ સનાતન ધર્મ છે. ત્યાગ તો માત્ર સ્ત્રીઓનો જ ધર્મ છે. પુરુષોને માટે એ છે જ નહિ.

**વિક્રમ૦**—ધનદાસ ! તું તો આ સંકટ સમયમાં પણ મજાક ઉડાવે છે !

**ધન૦**—મજાક ? હ, હ, હ, ? મહારાણા, ઇશ્વર પણ મશ્કરો જ છે ને ! બે દિવસ પહેલાં તમે મહારાણા હતા અને આજે એકલા અટુલા સડક ઉપર બેઠાબેઠા આંસુ સારી રહ્યા છો. શું ઇશ્વર આ મશ્કરી નથી કરતો ? અને આ દેહ ! પ્રતિક્ષણે એમાં શ્વાસોચ્છ્વાસ ચાલે છે, લુહાણની ધમણની જેમ આપણી છાતી ફૂલે છે ને બેસે છે, એ પણ એક મશ્કરી જ છે ને ? બાળકો ફુગ્ગામાં હવા ભરી આકાશમાં ઉડાડી તમાશો નિહાળે છે તેમ આપણામાં પણ વિધાતાએ

હવા ભરી આપણને અધવચ્ચે જ ઉડાડી રાખ્યા છે! કોને ખબર ક્યારે એ બંધ પડી જાય? જમીનને તો આપણા પગ અડકતાંય નથી. જે દિવસે એ હવા નીકળી જાય છે, બસ, ત્યારે બધું ધૂળ ભેગું થઈ જાય છે. મહારાણા, સમગ્ર વિશ્વ એક મજાક છે; આંધી, ધરતીકંપ, તોફાન, પ્લેગ, પ્રલય, અને પાનખર આ બધાં પરમેશ્વરની દિલ્લગી જ છે ને! મેવાડનો વિધ્વંસ એ પણ એ જ ઇશ્વરને હાથે રચાયેલી મશ્કરી જ છે!

**વિક્રમ૦**—હાં, હાં, બરાબર છે, ધનદાસ! પણ અભાગી ચિતોડનું થયું શું એ તો કહે!

**ધન૦**—હવે એ પૂછવાથી શો લાભ, મહારાણા! સ્વર્ગની પ્રકાશ-રેખાઓ મહાજ્યોતિમાં લીન થઈ ગઈ અને ઘુવડોની જેમ ખંડેરો પર બેઠાબેઠા શત્રુઓ રાજ્ય કરે છે. મેવાડનુ સર્વસ્વ સ્વાહા થઈ ગયું!

**વિક્રમ૦**—શું! સર્વસ્વ સ્વાહા થઈ ગયું?

**ધન૦**—હા, મહારાણાજી! સર્વસ્વ હોમાઈ ગયું! માતાજીએ સાક્ષાત્ દુર્ગાના રૂપમાં યુદ્ધ કર્યું; સેંકડોને મેવાડી તલવારનું પાણી ચખાડી રણભૂમિમાં સુવાડી દીધા અને અંતે પોતે પણ ત્યાં જ પોઢી ગયાં. લો બોલો; એમની મૃત્યુશય્યા માટે પણ કેવું સ્થાન!

**વિક્રમ૦**—ધન્ય, મા, ધન્ય! મા, મેં એવું તે શું પુણ્ય કર્યું હતું કે તારા જેવી માતા પ્રાપ્ત થઈ અને તેં એવું તે શું પાપ કર્યું હતું કે મારા જેવો પુત્ર પામી? શસ્ત્ર–સજ્જ થઈને તેં પુત્રના ખાલી પડેલા સ્થાનને સાચવ્યું! ( ઘુંટણે પડી બેસી જાય છે ) એના પાપનું પ્રાયશ્ચિત્ત કર્યું! મા, મને ક્ષમા આપ! અંતિમ પળે હું તારી ચરણ-રજ પણ ન લઈ શકયો! હું પાખંડી, પાપી, વિલાસી, કાયર, અભાગી, જીવતો રહી શું કરીશ? મા, તું જ મારું જીવન હતી! માનો સ્વર વિધાતાનો આશીર્વાદ છે, વસુધાનું સૌથી અમુલ્ય રત્ન છે. મને હવે એનું પાન કોણ કરાવશે? એની પૂર્તિ કોઈથી

નહિ થાય—કોઇથી નહિ. ( ઊભો થાય છે ) ધનદાસ ! હું પણ મરીશ ! હું રાજ-બલિ ચડાવીશ !

**ધન૦**—જેને મરવાની ઉતાવળ હતી એ તો મરી ગયા. મૂર્ખ લોકો ! તમારી રાહ પણ ન જોઈ શક્યા ! અને મારનારા પણ કેવા મૂર્ખ કે તમારી પ્રતીક્ષા કર્યા વિના જ સૌને સ્વાહા કરી નાખ્યા ! મહારાણા, હવે તો સમય વીતી ચૂક્યો ! રાજ-બલિ પણ અપાઈ ગયો છે.

**વિક્રમ૦**—રાજા વિના રાજ-બલિ કેવી રીતે ? છંગી કોણે ધારણ કરી હતી ?

**ધન૦**—વાઘસિંહજીએ ! માતા કર્મવતી અને બીજી બાર હજાર રજપૂતાણીઓ જૌહરજ્વાલામાં ભસ્મીભૂત થઈ ગઈ; રજપૂતો પોતાની બધી માલમત્તાને અગ્નિદાહ લગાડી, કેસરિયાં વસ્ત્ર પહેરી અંતિમ પળ સુધી ઉન્મત્ત બની, યુદ્ધ કરતાકરતા સ્વર્ગને માર્ગે સીધાવ્યા !

**વિક્રમ૦**—ધન્ય, વાઘસિંહજી, ધન્ય ! માતા કર્મવતી ! ધન્ય છે તમને ! મેવાડના વીરો, વંદન છે તમને ! પ્રાણની રક્ષા કાજે મેવાડના મહારાણાનું પદ છોડી મેં જંગલનો આશરો લીધો અને વાઘસિંહજીએ પ્રાણની આહુતિ દેવા રાજચિહ્ન શિરોધાર્ય કર્યું ! કેટલું અંતર આ બે મહારાણાઓમાં ! જીવતે જીવ, દેખતી આંખે, મેવાડનું અપમાન ન નિહાળવા કાજે માતા કર્મવતી રણમાં હોમાયાં, અને મેં ? પ્રાણ-રક્ષા કાજે મેવાડને અપમાનની આગમાં જ ભસ્મીભૂત થવા મૂકી દીધું ! ધનદાસ ! હું મરીશ ! યુદ્ધ કરતોકરતો મરીશ ! હું બહાદુરશાહ સાથે યુદ્ધ કરીશ.

**ધન૦**—હવે તો સૈન્ય જ ક્યાં છે ?

**વિક્રમ૦**—મૃત્યુના મુખમાં જનારને સેનાની શી જરૂર ? હું યુદ્ધ કરીશ જ. એકલો જ યુદ્ધ કરીશ ! મરીશ ! શત્રુદળનો સંહાર કરતો-કરતો વીરને મોતે મરીશ !

**ધન૦**—તો પછી મેવાડના મહારાણા કોણ થશે ? વાત તો એમ

છે કે હું તો આપને મેવાડના સિંહાસન ઉપર બેસવાનું નિમંત્રણ દેવા આવ્યો હતો !

**વિક્રમ૦**—મેવાડ...ના સિંહાસન ઉપર ! જે વાત અસંભવિત છે એ મોઢામાંથી શા માટે કાઢે છે ?

**ધન૦**—શેરને માથે સવાશેર સર્વત્ર હાજરાહજૂર જ હોય છે. મેવાડના સિંહાસન ઉપર શત્રુ બેસે એ તો સંભવ જ ક્યારે છે ? છ છ સદીઓ સુધી આત્મબલિ ચડાવ્યો, પછી પણ શું વિધાતાના દરબારમાં મેવાડના સિંહાસન ઉપર સિસોદિયા વંશનો અધિકાર ન્યાયી નથી ઠર્યો ? ચાલો, મહારાણા ! ચાલો. આ જંગલ આપને માટે યોગ્ય નથી.

**વિક્રમ૦**—ક્યાં લઈ જવા ઇચ્છે છે, ધનદાસ ! મારે માટે તો નરકમાં જ સ્થાન છે.

**ધન૦**—નરકમાં જવાની ઇચ્છા તીવ્ર હોય તો ત્યાં જજો; પરંતુ આટલી બધી ઉતાવળ શા કાજે ? તમને યાદ છે કે માતા કર્મવતીએ હુમાયુને રાખડી મોકલી હતી ? હુમાયુ રાખડીનું ઋણ અદા કરવા આવ્યો છે. એનો જ દૂત બનીને હું તમારી પાસે આવ્યો છું.

**વિક્રમ૦**—હુમાયુનો દૂત તું ? એ શું ધનદાસ ?

**ધન૦**—એમાં આશ્ચર્યજનક શું છે ? મહારાણા ! હું રાજકારણી મુત્સદ્દી પુરુષ છું એ તમે જાણતા નથી ? અમે તો જે તરફનો પવન વાય તે તરફ દોડવાવાળા. અને એ જ સૌથી મહાન રાજકીય સિદ્ધાન્ત છે. ચાલો, મહારાણા ! ચાલો.

**વિક્રમ૦**—ના, ના, ધનદાસ ! મેવાડનું સિંહાસન મારા જેવા કાયર માટે નથી.

**ધન૦**—ના, ના, ચાલો મહારાણા ! ચાલો. હું હાથ જોડીને કહું છું કે આપ ચાલો. કોઈ ગંડુ સિંહાસન ઉપર ચડી બેસશે તો નાચવા

આવાની બધી મજા મરી જશે ! જેમને મરવું હતું તે મરી ગયા. તમે મહારાણા બની ભસ્મીભૂત દેવિઓની ચિતાની ગરમી ઉપર શાંતિનો લેપ મારો. નૃત્ય-ગાનનું સતત આયોજન કરીને મેવાડનાં ખંડેરોને પહોંચેલી ક્ષતિ, દુઃખ-દર્દ, ભૂલવા દો ! નરકમાં જવું હશે તો આપણે બન્ને સાથે જશું, ત્યાંની મજા પણ લઈશું !

[ હાથ પકડી લઈ જાય છે. ]

[ પડદો પડે છે ]

## દશ્ય સાતમું

**સ્થળ :** ચિતોડનો રાજમહેલ

[ બહાદુરશાહ, મુલ્લુખાં, પોર્ટુગીઝ સેનાપતિ તથા અન્ય મુસલમાન સેનાપતિ બેઠા છે ]

**મુલ્લુખાં**—બાદશાહ સલામત ! આજે વિજયનો આનંદોત્સવ ઉજવાવો જોઈએ !

**બહાદુર૦**—વિજય ! આને વિજય કહેવાય ? વિજયી તો એ થયા જેમની રાખ હજીય આ કિલ્લાને ગરમી આપી રહી છે; ફતેહ તો એ રજપૂતોની જેમણે જીવતે જીવ આપણને અંદર પ્રવેશ ન કરવા દીધો: મેવાડ ઉપર મેં વિજય પ્રાપ્ત કર્યો ? શું આ જ મેવાડ છે ? આ પાષાણની દીવાલો, આ સૂનકાર ખંડેરો, આ લોહીથી લથપથ ભૂમિ ! અહિં એક ચકલું સરખુંય નથી જેને ગર્વથી કહું કે, 'મેં તારા ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે !'

**પોર્ટુ૦ સેનાપતિ**—બાદશાહ સલામત ! સદીઓથી જેમનું માથું નહોતું નમ્યું, વિધાતા પાસે પણ માથું નહિ નમાવવાની જેમની ટેક હતી, એમને તમે નમાવ્યા છે !

**બહાદુર૦**—જૂઠાણું, નરાતર જૂઠાણું ! જે દિવસ કિલ્લાની બહાર બેઠાં બેઠાં આકાશ સાથે વાતો કરતી જોહરજ્વાળાઓ જોઈ તે જ દિવસે મેં તો શરમથી માથું નીચું કરી દીધું હતું ! મનમાં ને મનમાં 'મા' પોકારી મેવાડની પવિત્ર રજપૂતાણીઓને તે જ ક્ષણે

મેં વંદન કર્યા. એ જૌહરની આગ દૈવી પ્રકાશ હતો. માનવતાને નવીન પેગામ દેવા એ પ્રજ્વલિત થઈ હતી ! મૃત્યુ પણ કેટલું ભવ્ય ! મુલ્લુખાં !

**મુલ્લુખાં**—જી, બાદશાહ સલામત !

**બહાદુર૦**—આ સૂનકાર ખંડેરો ઉપર મારાથી કેમ રાજ્ય થાય ?

**મુલ્લુખાં**—ફરી વસાવો, બાદશાહ !

**બહાદુર૦**—અસંભવિત ! મુલ્લુખાં, એ અસંભવિત છે ! બાર હજાર રજપૂતાણીઓને ભસ્મીભૂત કરનારી આગ ઓલવાઈ ગઈ એમ તમે માનો છો ? ના, ના, પ્રત્યેક મેવાડીના દિલમાં એ સળગી રહી છે. સળગતા જ્વાળામુખી ઉપર હકૂમતનું સિંહાસન હું નહિ સ્થાપી શકું. એમ થઈ જ ન શકે !

**પોર્ટુ૦ સેના૦**—લશ્કરી શક્તિથી બધું જ થઈ શકે છે. જનાબ !

**બહાદુર**—એ સાવ ખોટી માન્યતા છે. ઘાયલ થઈ પડેલા રજપૂતોને ન નિહાળ્યા ? કિલ્લામાં આપણને પ્રવેશ કરતા જોઈ એમણે પોતાને જ હાથે પોતાનાં કલેજાં ચીરી નાખ્યાં એ ન જોયું ? આવી સ્વાભિમાની પ્રજા ઉપર હકૂમત કરવાનાં સ્વપ્નાં સેવવાં એ હવામાં કિલ્લા બાંધવા જેવું છે ! લશ્કર તો લોકોને જ મારી શકે છે ને? પણ જે જાતે જ મરવા તૈયાર છે એમને મારી નાખવાની ધમકીથી કેમ ડરાવી શકાય ? જે મરતાં જાણે છે તે કદી ગુલામ રહી જ ન શકે ! મેવાડને તો અલાઉદ્દીને પણ જીત્યું હતું... કેટલાં વર્ષ તે મુસલમાનોના હાથમાં રહ્યું ? સ્ત્રીઓને બુરખામાં રાખનાર આપણે મુસલમાનો ! જવાહરબાઈની જેમ તલવાર ઘુમાવી શકાય છે એની કલ્પના પણ આપણને ક્યાંથી આવે ? રજપૂતો માના દૂધમાંથી જ બહાદુરીના ઘૂંટ ભરે છે. એ માઈના પૂતો ઉપર હકૂમત ન થઈ શકે ! ચિતામાંથી નીકળેલો ધૂમાડો શું શમી ગયો ? ના, જરાય નહિ ! એ મેવાડના દિલમાં સંતાયો છે; ક્યારેક કડાકા સાથે વીજળી વરસાવશે !

**મુલ્લુખાં**—આટલો બધો પસ્તાવો થાય છે તો આટલું બધું બેદાનમેદાન કરી કબજો શા માટે લીધો ? આ તરફ નજર જ શા માટે ફેરવી ?

**બહાદુર૦**—માત્ર બદલો લેવા.

**મુલ્લુખાં**—બસ, એ બદલો મળી ચૂક્યો ?

**બહાદુર૦**—ના, જરાય નહિ ! મેવાડ ઉપરની મારી જીત મારા જીવનની સૌથી મોટી હાર છે ! મુબારિકખાંના દીકરા બહાદુરશાહની મહેચ્છા હતી કે રાણા સાંગાના દીકરા એના ચરણમાં પડી નાક ઘસે. પણ એ ક્યાં બન્યું ? આજે પણ રાણા સાંગા સ્વર્ગમાં બેઠાબેઠા હસી રહ્યા છે ! મારી લાચારી ઉપર મુક્તપણે હાસ્ય વેરી રહ્યા છે ! અને......જે ચાંદખાંની શોધ માટે આવ્યો હતો તે પણ મને તો ન મળ્યો ! મને મળ્યું શું ? ફક્ત આ સુનકાર ખંડેરોની બાદશાહત ! મુલ્લુખાં ! ખબર છે ખંડેરોના બાદશાહ કોણ હોય છે ?

**મુલ્લુખાં**—જી હજૂર, એનું નામ તો મારા નામ સાથે ખૂબ મળતું આવે છે. પરંતુ રાતના એ રાજાને આપ દિવસે કેમ યાદ કરો છો ?

**બહાદુર૦**—જિંદગીમાં જાણે પ્રભાત તો કદી આવ્યું જ નહિ ! આજસુધી રાત્રિના અંધારામાં જ ચાલતો હતો. આજસુધી બધું જ અવળું સમજ્યા !

[ એક ગુપ્તચર પ્રવેશ કરે છે ]

**બહાદુર૦**—હાં, બોલો, શા સમાચાર છે ?

**ગુપ્તચર**—બાદશાહ સલામત ! હુમાયુની સેના સાવ નજીક આવી પહોંચી છે.

**બહાદુર૦**—સાવ નજીક !

**ગુપ્તચર**—જી, હા, બે દિવસમાં તો જેમ રજપૂતોને આપણે ઘેર્યા હતા તેમ જ આપણી સેના ચિતોડના કિલ્લામાં ઘેરાઈ જશે.

**બહાદુર૦**—મુલ્લુખાં; મહારાણા સાંગાની વીર પત્ની તો ખાક થઈને સ્વર્ગ સીધાવી, પરંતુ વાસ્તવમાં તો હજીય મેવાડ ઉપર એ જ હકૂમત કરી રહી છે. આપણે આ જ ક્ષણે કિલ્લો છોડવો પડશે !

**મુલ્લુખાં**—શું કિલ્લામાં આપણે વધુ સુરક્ષિત નથી ?

**બહાદુર૦**—ના, જરાય નહિ ! કિલ્લામાં રહી લડવું એ તો આત્મહત્યા કરવા સમાન છે. ખાવાપીવાનો સામાન અટક્યો એટલે મૃત્યુ જ સમજવું ! આ કાંઈ આપણો દેશ નથી કે સરસામાનનો બંદોબસ્ત થાય ! નવી ફોજ પણ ન મળી શકે ! રજપૂતો જેવી બહાદુર કોમ ફક્ત કિલ્લાનું શરણુ લેવાને કારણે જ હારી ! આપણે નિરંતર નવી ફોજ બહારથી મંગાવતા અને એ કિલ્લામાં એકલા ઘેરાઈ જઈ રોજ એકએક કરતા મર્યા. એ મુર્ખાઈ બહાદુરશાહ કદી નહિ કરે. એ તો ખુલ્લા મેદાનમાં જ લડવાનો.

**પોર્ટુ૦ સેના૦**—યુરોપીય તોપખાના સામે હુમાયુનું કશું નથી ચાલવાનું ! બાદશાહ સલામત ! હુમાયુ આવ્યો છે તો મેવાડની રક્ષા કાજે, પરંતુ અહીંથી જતાં ભોં ભારે થઈ પડશે !

**બહાદુર૦**—બરાબર છે; જે મેવાડને તાબે કરી શકે છે એ તો સમગ્ર દુનિયા સાથે લડી શકે છે !

[ સૌ જાય છે ]

[ પડદો પડે છે ]

## દૃશ્ય આઠમું

**સ્થળ** : ચિતોડના ગઢનો ભાગ જ્યાં જૌહરની ચિતા ખડકાઈ હતી

[ **બાદશાહ હુમાયુ, મહારાણા વિક્રમાદિત્ય અને ધનદાસ પ્રવેશ કરે છે** ]

**હુમાયુ**—મહારાણા સાહેબ ! મેવાડની આ ભૂમિ ઉપર સિસોદિયા વંશ સિવાય બીજું કોઈ શાસન નહિ કરી શકે. સદીઓથી અપાયેલાં બલિદાનો નિરર્થક ન જઈ શકે. બેઈમાન બહાદુરશાહે મેવાડ સામે આંખ ઊઠાવી તેની સજા એને મળી ચૂકી ! ગુજરાતની સલ્તનત પણ એને છોડવી પડી.

**ધન૦**— થવા તો ગયો બાદશાહ, પણ બન્યો ભિખારી ! ! અને હવે ફિરંગીઓની શરણ શોધી છે ! પણ એમ ક્યાં સુધી જાન બચાવી શકાશે ? બકરાની મા ક્યાં સુધી સલામતી ભોગવશે ? (જરા આગળ વધીને) જહાંપનાહ, આ એ જ સ્થાન જ્યાં મહારાણા સાંગાની વીર પત્ની, મેવાડની પરમ પૂજ્યા મહારાણી કર્મવતી બાર હજાર ક્ષત્રિયાણીઓ સાથે ચિતા ઉપર ચડી હતી. આ જ એ પવિત્ર આત્માઓની ભસ્મપુંજ.

**હુમાયુ**—[ **નીચે બેસી હાથ જોડીને** ] વતનને માટે પ્રાણ દેનારાઓ માટે આ ભસ્મ દુનિયાની સૌથી મહાન દેણ છે, માનવતાની **આંખોનું એ અંજન છે. એને જે માથે ચડાવશે, તેના ઉપર સદાયે ઈશ્વરની છાયા રહેશે. ( રાખ ઉપાડીને માથે ચડાવે છે ) આ તો હજી પણ ગરમ છે !**

**વિક્રમ૦**—મેવાડનું હૃદય પણ હજીય અંદરથી એવું જ સળગી રહ્યું છે.

**હુમાયુ**—(ઊભા થઈને) આ અગ્નિ દુનિયાનાં દુઃખદર્દોને ભસ્મીભૂત કરનાર બનો ! મહારાણા ! બહેન કર્મવતીનો આ ચિતા-અગ્નિ કોમી વિખવાદની કડવાશ પેદા ન થવા દો ! એક મુસલમાને બારે જબરી ભૂલ કરી હતી એમાં શક નથી; પરંતુ એની સજા તો બીજા મુસલમાને એને ચૂકવી દીધી. બસ, આટલું બસ છે. મહારાણા ! મુસલમાનો પ્રત્યે નારાજ ન રહેશો. મુસલમાન માત્ર ખરાબ છે એમ ન સમજતા. ઇનસાન અને સેતાન બન્ને સર્વત્ર રહેલા છે.

**વિક્રમ૦**—એની સાક્ષાત સાબિતી તો આપ જાતે જ છો, બાદ-શાહ સલામત ! આપના જેવી ઉદારદિલી કોનામાં છે ? આપનું હૃદય પ્રેમ અને દયાનો સાગર છે. આપનો ઉપકાર........

**હુમાયુ**—એ શું મહારાણા ! મેં કશો જ ઉપકાર નથી કર્યો. ઉદાર-દિલીમાં હિંદુઓની હોડમાં અમે ઊભા નહિ રહી શકીએ. જે રાખડીના ધાગાથી બહેનો ભાઈઓને ખરીદી લે છે એ અમારા ભાગ્યમાં ક્યાં છે ? હું તો હિંદુઓના ચરણમાં બેસી પ્રેમનો પાઠ શીખવા માગું છું.

**વિક્રમ૦**—હિંદુ અને મુસલમાન ! બન્ને ધતીંગ છે; આપણને જુદા પાડનારી દીવાલો છે ! આપણે સૌ હિંદુસ્તાની છીએ !

**હુમાયુ**—ના, માત્ર હિંદુસ્તાની જ નહિ, આપણે સૌ ઇનસાન છીએ. સંસારની પ્રત્યેક સંકુચિત ભાવના સામે આપણે બળવો પોકારવો જોઈએ. આપણું કર્તવ્ય ભાઈભાઈના ગળા ઉપર છરી ચલાવવાનું નહિ પરંતુ ભાઈભાઈને જ નહિ, દુશ્મનને પણ ભેટ-વાનું છે ! પ્રત્યેક મનુષ્યે પોતાના દિલને પ્રેમના પ્રવાહમાં લીન કરવું ઘટે. એ સમુદ્રના બે મહાન પ્રવાહોને—હિંદુ અને મુસલમાનને—બહેન કર્મવતીએ પ્રેમના જે દોરાથી બાંધ્યા છે એ કદી તૂટે નહિ એ જ ઇશ્વર પાસે મારી માગણી છે !

**વિક્રમ૦**—શાસનની અભિલાષા છોડી તમારી જેમ બન્ને કોમો એકબીજા પ્રત્યે પ્રેમ-ભાવના દાખવશે તો એ દોરો કદી નહિ તૂટે ! બાદશાહ સલામત !

( તાતારખાં પ્રવેશ કરે છે )

**હુમાયુ**—આટલો ગભરાય છે કેમ ?

**તાતારખાં**—બાદશાહ સલામત ! શુભ સમાચાર નથી લાવ્યો. બંગાળા અને બિહાર ઉપર શેરખાંએ કબજો કરી લીધો છે અને એ દિલ્લી તરફ ધસતો આવે છે.

**વિક્રમ૦**—બાદશાહ સાહેબ ! મેવાડ-રક્ષાની કિંમત આપને બહુ ચુકવવી પડશે એમ જણાય છે !

**હુમાયુ**—સંસારની બાદશાહત અને સ્વર્ગની સલ્તનત કરતાં પણ બહેનની આ રાખડીના ધાગાની કિંમત વધુ છે, મહારાણા ! અફસોસ તો એ છે કે હું યોગ્ય સમયે પહોંચીને બહેન કર્મવતીનાં પગલાંની રાખ માથે ન ચડાવી શક્યો. એની પૂર્તિ તો માત્ર ચિતાની રાખથી જ કરી રહ્યો છું. મેવાડ પહોંચવામાં જે વિલંબ કર્યો એની સજા તો હવે ભોગવવાની છે. ચાલો, મહારાણા ચાલો, વિધિપૂર્વક મેવાડના રાજ-સિંહાસન ઉપર તમને બેસાડી આ રાખડીના ઋણનો થોડો ભાર તો હળવો કરું ! એ ઋણની ખરી ચૂકાવટ તો ત્યારે થશે જ્યારે સમસ્ત મુસ્લિમ કોમની બહેનો હિંદુ ભાઈઓના હાથમાં રાખડી બાંધવાની હિંમત કરશે; સમસ્ત હિંદુ કોમની બહેનો અંતરની પ્રેમ-ભાવના ભરી એમની પવિત્ર રાખડીઓ મુસલમાન ભાઈઓના હાથે બાંધવાની કૃપા કરશે; આપણી આંખોમાંથી પાપ અને પ્રેમની ભાવનાઓ ધોવાઇ જશે. ચાલો, મહારાણા ! ચાલો. તમને સિંહાસન ઉપર બેસાડી મારા ભાગ્યનો નિર્ણય હું શેરખાં સાથે કરી લઇશ. મુશ્કેલીઓથી હુમાયુ ડરતો નથી.

( સૌ ચાલવા માંડે છે )

**હુમાયુ**—થોભો! એક વાર બહેનની ચિતાને વંદન કરી લઉં. કાલે આ માથું રહ્યું કે ન રહ્યું! ફરી એક વાર સ્વર્ગમાં બેઠેલી બહેનની માફી માગી લઉં! કોને ખબર કાલે આ જીભ જ બંધ થઈ ગઈ તો? (**ચિતા પાસે જઈ ઘુંટણે પડી બે હાથ જોડી બેસી જાય છે**) બહેન! મને માફ કરજે, તારા નાલાયક ભાઈને માફ કરજે! ભારે પ્રયત્ન છતાં તને ન બચાવી શક્યો! પરંતુ તારા મેવાડને દુશ્મનોના હાથમાંથી છોડાવી ફરીથી મેવાડીઓને સુપ્રત કરતો જાઉં છું. માથે સંકટોની વીજળી ચમકારા મારી રહી છે. મને શક્તિ આપ, એનો સામનો કરવાની મને શક્તિ દે. તેં રજપૂતોને મરતાં શીખવ્યું એ રીતે મને પણ શીખવ! ગમે તેવાં સંકટો આવી પડે, સંકટોના પહાડ તૂટી પડે છતાં હિમ્મત ન હારું, પ્રેમ અને માનવતા ન ભૂલું એટલી શક્તિ આપ! પ્યારી બહેન! આ છતાં દિલમાં ચસક, લાચારીની એક આહ, રહી ગઈ છે! અફસોસ! તારી રાખડીનું ઋણ ન ચૂકવી શક્યો!

(ચિતાને અઢેલીને નમી પડે છે)

(પડદો પડે છે)

**સમાપ્ત**